## .દ આનંદઘનજીના જીવનચરિત્રની રૂપરેખા.

શ્રીમદ્ આનન્દઘન મહારાજનું જીવનચરિત્ર
ે લખેલું ઉપલબ્ધ થતું નથી. જીવનચરિત્ર
. તમના સંબંધી ચાલતી કિંવદન્તિઓ અને તેમના
વેલાં સ્તવનો અને પદોમાં નીકળેલા હૃદયના ઉભ-
રાઓથકી આલેખી શકાય.

શ્રીમદ્‌ની જન્મભૂમિ કયાં અને કઇ હતી અને તે
[illegible] ન્મ્યા હતા તેનો નિર્ણય થઇ શકતો નથી.
[illegible] અને વૈરાગ્યયોગે કોઇ *શ્વેતામ્બર મુનિ-
તેર્દ [illegible] ાધુવ્રતની દીક્ષા અંગીકાર કરી હતી. અઢા-
લા [illegible] . પૂર્વભાગમાં તેમનું પૂજ્ય શરીર આ
[illegible] વિદ્યમાન હતું. તેઓ શ્રીમદ્ યશોવિજયજી

---

* શ્રીમદે શ્રીનમિનાથ પ્રભુના સ્તવનમાં કહ્યું છે કે:-
ચૂર્ણિ, ભાષ્ય, સૂત્ર, નિર્યુક્તિ, વૃત્તિ પરંપર અનુભવ રે;
આ પંચાંગીનું નામ આપવાથી ખાત્રી થાય છે
તેઓ શ્વેતામ્બર સંપ્રદાયમાં દીક્ષિત હતા.

ઉપાધ્યાયના સમયમાં વિદ્યમાન હતા. શ્રીયશોવિજય ઉપાધ્યાયના દેહોત્સર્ગ પશ્ચાત્ તેઓશ્રી જીવ્યા હશે કે કેમ ? તત્સંબંધી કોઈ આધાર મળી આવતો નથી.

તેઓશ્રીએ દીક્ષા લીધી હતી ત્યારે તેમનું નામ લાભાનન્દજી હતું. તેમનું ચિત્ત વૈરાગ્ય અને અધ્યાત્મજ્ઞાનમાં રંગાયેલું હતું. તેઓશ્રી સ્વભાવે શાન્ત અને નિઃસ્પૃહ હતા. મધ્યસ્થદૃષ્ટિથી સત્યનો આદર કરવામાં સદાકાળ તત્પર રહેતા હતા. તેમણે જૈન શાસ્ત્રો સારી રીતે વાંચ્યા હતા. ગચ્છ-ભેદની તકરારોથી તેઓ દૂર રહીને અધ્યાત્મજ્ઞાનવડે પોતાના આત્માની શુદ્ધિ કરવા પ્રયત્ન કરતા હતા. પદોમાં વિરહી સ્ત્રીની વર્ણવેલ દશાને તેમણે અધ્યાત્મમાં ઉતારી છે, તે ઉપરથી સમજાય છે કે તેઓશ્રીએ અલંકારશાસ્ત્રનો અભ્યાસ કરી દક્ષતા મેળવી હશે.

પૂર્વભવના સંસ્કારયોગે તેમનું અધ્યાત્મશાસ્ત્રો તરફ મન ગયું અને અધ્યાત્મ શાસ્ત્રોમાં તેમનો આત્મા ઠર્યો એટલે તેમને અધ્યાત્મ શાસ્ત્રોદ્વારા આનંદરસ લેવામાં વિશેષ રુચિ પ્રગટવા લાગી હતી.

રાગ-દ્વેષ જ સંસારના મૂળ કારણ છે. સાધુ થયા બાદ આત્માના ગુણોની સાધના કરવાની છે એવી શ્રીમ-

હના હૃદયમાં વૈરાગ્યભાવના વહેવા લાગી. રાગ-દ્વેષના સંયોગોથી વિમુક્ત સાધુઓ અપ્રમતદશાને વરી અધ્યાત્મરસમાં ઝીલી શકે છે. એવા વિચારોએ તેમના હૃદયમાં પોતાનું બળ અજમાવ્યું હતું.

જેમ જેમ તે વખતના સાધુઓમાં શિથિલાચાર દેખાવા લાગ્યો તેમ તેમ તેમને નિન્દાને બદલે વૈરાગ્ય અને કરુણાભાવ વધવા લાગ્યો. દરરોજ હૃદયમાં નિઃસંગતાના વિચારોનો જોસભેર પ્રવાહ વહેવા લાગ્યો, તેથી ક્લેશ-દુઃખ આપનાર મોહનો પરાજય કરવાને અત્યંત તીવ્ર ઉપયોગ ધારણ કરવા લાગ્યા હતા.

જેમ જેમ અધ્યાત્મજ્ઞાન હૃદયમાં પરિણમવા લાગ્યું તેમ તેમ હૃદયમાંથી આધ્યાત્મિક વચનો નીકળવા લાગ્યાં. જેમ જેમ જ્ઞાનદશા વધતી ગઈ તેમ તેમ તે ગૃહસ્થની સ્પૃહાથી દૂર રહેવા લાગ્યા; અને તે ઘણો કાળ પર્વતો, સ્મશાન વગેરે સ્થાનોમાં કાયોત્સર્ગ કરીને ધ્યાનમાં ગાળતા હતા.

એક શહેરમાં એવો નિયમ બંધાઇ ગયો હતો કે શેઠ આવે ત્યારે સાધુથી વ્યાખ્યાન વંચાય. એકદા શેઠ આવ્યા નહોતા. અને શ્રીમદે વ્યાખ્યાન શરૂ કર્યું

ત્યારે શેઠની માતાએ કહ્યું કે 'મારો પુત્ર આવ્યા વિના વ્યાખ્યાન વાંચી શકાશે નહિ.' શ્રીમદ્ તો થોડીવાર પાટ ઉપર બેસી રહ્યા પણ શેઠ આવ્યા નહિ. એટલે શ્રીમદ્ વિચારવા લાગ્યા કે સૂત્ર સ્વાધ્યાયકાળમાં ન વંચાય તો દોષ લાગે. ભલે શેઠને ખોટું લાગે, ઉપાશ્રયમાં વસતિદાન ન આપે. મારે તો આગમોના આધારે ચાલવું જ જોઇએ તેમ દઢ સંકલ્પ કરી વ્યાખ્યાન શરૂ કર્યું. પછી શેઠ આવ્યા. શેઠ ખીજાયા, પણ શ્રીમદે જરા પણ અકળાયા વિના શાસ્ત્રાનુસાર જવાબ આપ્યો. સાથે નિશ્ચય કર્યો કે ગૃહસ્થનો પ્રતિબંધ અને એની દરકાર રાખ્યા વિના ગામો-ગામ વિહાર કરવો, ધ્યાન ધરવું અને સાધુ-ધર્મમાં દઢ તેમજ તત્પર રહેવું. આ વિચાર ગુરુ પાસે નિવેદન કર્યો. ગુરુએ સમ્મતિ આપી. ગુરુનું વચન શ્રવણ કરીને અલ્પ ઉપધિ રાખી ગામોગામ વિચરવા લાગ્યા. ક્ષુધાદિ ઉત્પન્ન થાય ત્યારે નિર્દોષ આહાર-પાન લેતા હતા. કષાયોની મન્દતા કરવામાં આત્મ-સામર્થ્યનો ઉપયોગ કરતા હતા. પાંચ સમિતિવડે ચારિત્રનું આરા-

ધ્યાન કરતા હતા. યોગ્ય જીવને લાભ આપવા કોઈ વખત પ્રસંગોપાત આત્મોદ્‌ગાર બહાર કાઢતા હતા. ગામની બહાર સ્મશાન વા શૂન્ય યક્ષમંદિર વગેરેમાં રાત્રિના વખતમાં પડી રહેતા અને ધ્યાનમાં રહેતા હતા. સાધુ કે શ્રાવક તેમને એકલવિહારીપણા માટે કહેતા ત્યારે તેઓ શાન્તિપૂર્વક કહેતા કે–'આગમોમાં સાધુને એકલા વિચરવાનો નિષેધ કર્યો છે તે સાચી વાત છે અને હું તે પ્રમાણે વર્તી શકતો નથી. મારું દૃષ્ટાન્ત લઇ કોઇએ એકલા વિહાર કરવાને મારું અનુકરણ કરવું નહિ. વ્યવહારનય અને નિશ્ચયનય પ્રમાણે જેઓ ચારિત્ર પાળે છે તેમને ધન્ય છે. આગમોના આધારે મારાથી ન વર્તાય તેમાં મારો પ્રમાદ છે.' આ પ્રમાણે ઉત્તર આપીને પોતાના ધ્યાનમાં મસ્ત રહેતા હતા.

શ્રીમદ્‌ના સમકાલિન શ્રી જ્ઞાનવિમલસૂરિજીએ તેમની ચોવીશી ઉપર ટબો પૂર્યો છે, પણ આનંદઘનજીએ અમુક કારણોથી સાધુનો વેષ છોડ્યો હતો એવો જરા પણ ઇશારો કર્યો નથી. શ્રી નમિનાથના સ્તવનમાં શ્રી જ્ઞાનસારજીએ સ્તવનનો અર્થ પૂરતાં શ્રીમદ્ આનંદ-

ઘનજી પોતે લોકોને 'હું જૈનનો જંદો છું' અર્થાત્ જૈન સાધુ–વેષધારક છું એમ કથતા હતા. આથી સિદ્ધ થાય છે કે તેઓ સાધુવેષમાં રહેતા હતા.

એકદા આગમોના જ્ઞાતા, જૈનશાસનપ્રભાવક શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય આબુજી તરફ વિહાર કરતા કરતા ગયા હતા. ત્યાં તેમણે શ્રાવકો પાસેથી શ્રીમદ્ આનંદઘનજીના અધ્યાત્મજ્ઞાન સંબંધી ખૂબ પ્રશંસા સાંભળી. પોતે વિદ્વાન હોવાથી અધ્યાત્મજ્ઞાન સંબંધી વ્યાખ્યાન દેવા લાગ્યા. તેમની પ્રશંસા સાંભળી અને મળવાના આશયથી શ્રીમદ્ આનંદઘનજી પણ ત્યાં વ્યાખ્યાનમાં આવ્યા અને સાધુમંડળમાં બેસી ગયા. સૌએ તેમને સામાન્ય સાધુ સમજી લીધા. ઉપાધ્યાયજી મહારાજનું અધ્યાત્મજ્ઞાન સંબંધી અસરકારક વ્યાખ્યાન ચાલવા લાગ્યું તેમ તેમ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાવર્ગ માથું ધુણાવવા લાગ્યો. ઉપાધ્યાયજીએ સભામાં સર્વત્ર આનંદ છવાયેલો જોયો પણ પેલા વૃદ્ધ જીર્ણવસ્ત્રધારીના મુખ ઉપર હર્ષની છાયા પણ જોઇ નહિ. ત્યારે ઉપાધ્યાયજીએ કેટલીક પૃચ્છા કરી અને નામ પૂછયું ત્યારે શ્રીમદ્ આનં-

દઘનજીએ પોતાનું નામ જણાવ્યું. તેમને વ્યાખ્યાનના શ્લોકના અર્થ કરવાની વિનતિ કરતાં એકેક શ્લોકના રહસ્યાર્થમાં ત્રણ-ત્રણ કલાક પસાર કરી દીધા. શ્રી ઉપાધ્યાયજી મહારાજ શ્રીમદ્‌ના નાભિમાંથી તન્મયપણે પરિણામ પામીને જે શબ્દો નીકળતા હતા તે બરાબર ધ્યાનપૂર્વક સાંભળતા હતા અને વૈરાગ્ય અને જ્ઞાનયુક્ત વાણીથી આનંદના ઘેનમાં આવી ગયા હતા. શ્રીમદ્‌ આનંદઘનજી આબુના પહાડો જ્યાં સૃષ્ટિનું કુદરતી સૌન્દર્ય, વૃક્ષની શોભા, શાન્ત વાતાવરણ છે ત્યાં જીવન નિર્ગમવા લાગ્યા. અને તેઓ ધ્યાનદશામાં એવા મસ્ત થયા હતા કે બાહ્યનું ભાન ભુલાયું હતું.

શ્રી ઉપાધ્યાયજી મહારાજને શ્રીમદ્‌ આનંદઘનજીને ફરી મળવાની ઇચ્છા થઇ અને પહાડમાં શોધતાં શોધતાં પત્તો મેળવી ભેટયાં. ત્યાં ઉપાધ્યાયજી મહારાજે આનંદાવેશમાં શ્રીમદ્‌ આનંદઘનજીની અષ્ટપદી સ્તુતિ ગાઇ તે વખતે બન્નેની દશા કેવી હશે તેનું આનંદ-ચિત્ર શબ્દોથી કેવી રીતે આલેખી શકાય?

શ્રીમદ્‌ આનંદઘનજીના મનમાં પરમાત્માની પ્રાપ્તિના ઉભરાઓ પ્રગટયા હતા અને તેઓએ નિરા-

કાર પ્રભુનું ધ્યાન ધરવાની યોગ્યતા અમુકાંશે પ્રાપ્ત કરી હતી તેથી તેઓ નિરંજનવાદના વિરહના ઉદ્ગારો કાઢી શક્યા છે.

એકદા આનંદઘનજીને એક યોગીએ રસસિદ્ધિનો સીસો ભેટ મોકલ્યો હતો પણ તેમણે તો તે સીસો ફોડી નાંખ્યો. તે સીસો લાવનાર શિષ્ય ખીજાયો. ત્યારે શ્રીમદે કહ્યું કે–તમારા ગુરુજી રસ–સિદ્ધિવડે શું આત્મકલ્યાણ કરવા ધારે છે? રસસિદ્ધિ એ કોઇ મોટી વાત નથી. આત્મશક્તિ આગળ સુવર્ણસિદ્ધિ એ કંઇ મોટી વસ્તુ નથી. ત્યારે પેલા શિષ્યે કહ્યું કે–કહેવું સહેલું છે. તે શબ્દો સાંભળીને શ્રીમદ્‌ને કંઇક લાગી આવ્યું અને પથ્થરની ચાટપર પેશાબ કર્યો. તરતજ તે ચાટ સોનાની થઇ ગઇ. પેલો શિષ્ય આશ્ચર્ય પામ્યો. ધન્ય છે આનંદઘનજીને! એમ કહી ચાલતો થયો.

એકદા વિહાર કરતાં જોધપુર રાજ્યમાં કોઇ પર્વતની પાસે દેવકુળમાં રહ્યા હતા. જોધપુરના રાજાને ખબર પડવાથી તે મુનિરાજના દર્શને પધાર્યા. રાજાનું આવાગમન જાણી શ્રીમદે પોતાના કપડામાં તાવને ઉતારી જરા દૂર કોઇ વસ્તુપર કપડું મૂક્યું અને પોતે શાન્તપણે રાજાને ઉપદેશ દેવા લાગ્યા. આત્માના

સુખોની પ્રાપ્તિ માટે જે જે ઉપાયો લેવા જોઇએ તે દર્શાવવા લાગ્યા. આવી રીતે ઉપદેશ ચાલતાં રાજાની દૃષ્ટિ પેલા ધ્રૂજતા કપડા ઉપર પડી. તેમણે, મન સાથે નિર્ણય નહિ થતાં શ્રીમદ્‌ને તે સંબંધી પૂછયું ત્યારે શ્રીમદે જવાબ આપ્યો કે 'કપડામાં તાવના પુદ્‌ગલે છે. રાજન્‌! તારી સાથે વાત કરવી હતી તેથી મેં કપડાને દૂર કર્યું હતું. હવે તેને લઇશ.'

શ્રીમદ્ વિષે એવું સાંભળવામાં આવે છે કે તેમને વચનસિદ્ધિ પ્રગટ થઇ હતી. જે મનુષ્ય, વચન સમિતિનું સમ્યક્ પરિપાલન કરે છે અને વચોગુપ્તિમાં વિશેષ કાળ રહે છે તેમજ નાભિકમલમાં ધ્યાન ધરી લીન થઇ જાય છે તેને વચનસિદ્ધિ પ્રગટે. આવા પુરુષને તે હોય તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી.

એક વખત જોધપુરના રાણાની પટરાણીને રાણા સાથે અણબનાવ થયો હતો. રાણીએ અનેક ઉપાયો કર્યાં પણ તે રાજાને વશ કરી શકી નહીં. તેણે આનંદઘનજી મહાત્માની કૃપા મેળવવા દર્શન કરવા જવા માંડયું. તેણે મહાપુરુષને પોતાના દુઃખની વાત કરી. મહાત્મા એકદા કહે કે 'લાવ પત્ર' તેમાં શ્રીમદે લખી આપ્યું કે

'राजाराणी दो मिले उसमें श्रानंदघनकुं क्या ? રાણીએ તે કાગળ યંત્રરૂપ માની માદલિયામાં નાંખ્યો. તે દિવસથી રાજાની પ્રીતિ રાણીના ઉપર વધવા લાગી. એક દિવસ અન્ય રાણીઓએ રાજાને કહ્યું કે 'પટ-રાણીએ તો યંત્ર કરાવી આપને વશ કર્યા છે.' રાજાએ એ બાબત તપાસ કરતાં પૂર્વોક્ત શબ્દોવાળું માદળિયું દેખી આશ્ચર્ય પામ્યા અને આનંદઘનજીની આત્મદશા સંબંધી રાજાને ઉચ્ચ ખ્યાલ આવ્યો. પછી જોધપુરના રાજાએ આનંદઘન મહાત્માની ખરા ભાવથી સેવા કરી. સેવા-ભક્તિ પ્રતાપે રાણીને પુત્ર રત્નની પ્રાપ્તિ થઇ એમ કહેવાયું. રાજાઓના માનથી શ્રીમદ્ કદી ફૂલાઇ જતા નહોતા તેમજ પોતાનામાં શું છે તે કોઇને જણાવતા નહોતા. મેડતાના રાજાએ પણ શ્રીમદ્ની સેવા-ભક્તિ સારી કરી હતી. શ્રીમદ્ના પરિચયથી રાણાને જૈન ધર્મપ્રતિ રાગ થયો હતો. શ્રીમદ્ પોતાની પૂજા કદી ઇચ્છતા ન હતા. જૈન શાસનની સેવા કરનારાઓની સદા પ્રશંસા કરતા હતા.

મેવાડ પ્રદેશમાં શ્રી આનંદઘનજી વિચરતા હતા. ત્યારે તેમની સાથે શ્રી સત્યવિજયજી કેટલોક સમય રહ્યા હતા; તેથી તેમનામાં કેટલાક ઉચ્ચ ગુણોએ વાસ કર્યો હતો.

એકદા શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયજીને એવો ભાવ થયો કે જો મને સુવર્ણસિદ્ધિ મળે તો લાખો કરોડો શ્રાવકો બનાવીને જૈન ધર્મનો ઉદ્ધાર કરી એક-વાર સંપૂર્ણ આર્યદેશને જૈનમય કરી દઉં. આવી ઉચ્ચ ભાવનાથી તેઓ શ્રીમદ્ આનંદઘનજીને શોધવા ચાલ્યા. શોધતાં પત્તો મેળવ્યો અને તેમને મેડતા પધા-રવાને આગ્રહ કર્યો. શ્રીમદ્‌ને ઉપાધ્યાયજી મહારાજ ઉપર પ્રેમ હતો તેથી તેમની સાથે ગયા. સંઘે ઉત્તમ સન્માન કર્યું પણ આ યોગીને આ બાબત પર કંઇ લક્ષ ન હતું. સર્વ લોક ગયા બાદ ઉપાધ્યાયજીએ પો-તાના વિચારો નિવેદન કર્યા. ઘણો વખત તો શ્રીમદ્ આનંદઘનજી મૌન રહ્યા અને પછી ગંભીરતાથી કહ્યું કે મારા મનમાં તે આપવાની ઇચ્છા હતી પણ તેં માગી તેથી મળે તેમ નથી. ' માગે તેથી આઘે ' આ પ્રમાણે કહીને શ્રીમદ્ તો વનમાં ચાલ્યા ગયા.

શ્રીમદ્‌ના સમયમાં પ્રેમલક્ષણા ભક્તિનો પ્રચાર થયો હતો. મીરાબાઇના ભજનોથી મારવાડમાં વૈષ્ણવ ધર્મની જાગૃતિ થઇ હતી. કબીર, તુલસીદાસ વગેરેનાં પદોનો પ્રચાર ગુજરાત, મારવાડ અને હિંદુસ્થાનમાં થયો હતો. જૈનોમાં પદો ગાવાની ઇચ્છા સ્ફુરી હતી તેથી

હિંદુસ્થાની ભાષામાં શ્રીમદે અધ્યાત્મજ્ઞાનના એવા સરસ પદો હૃદયના ઉદ્દગારરૂપ રચ્યાં કે જે પદોના ગાનથી ગાનારાઓને અત્યંત આનંદ મળવા લાગ્યો. શ્રીમદ્દના પદો સાંભળીને લોકો અધ્યાત્મપદરૂપ આનંદ-સરોવરમાં ઝીલવા લાગ્યા. તેનો સંગ્રહ અર્થસહિત છપાઈને પ્રગટ થયેલ છે.

એકદા શ્રીમદ્દ વિહાર કરતા મેડતાની સીમમાં પધાર્યા. ત્યાં એક શેઠની યુવાન પુત્રી રાંડી હતી. તે પોતાના પતિની ચિતામાં બળી જવા માટે તૈયાર થઈ-ને નીકળી. શ્રીમદ્દની તે ઉપર નજર ગઈ. એટલે તેને ઉપદેશ દેવાની સ્ફુરણા થઈ. તેને યથોચિત બોધ આપ્યો, અને તે વખતે શ્રીમદ્દ પરમાત્માની ભક્તિમાં તલ્લીન થઈને હૃદયના ઉદ્દગારરૂપ સ્વકૃત શ્રી ઋષભદેવ-સ્તવન ગાવા લાગ્યા. પછી તેનો અર્થ એવા ભાવપૂર્વક સમજાવ્યો કે પેલી શેઠ–પુત્રીની અંતરચક્ષુ ખૂલી ગઈ, ભ્રાન્તિનો નાશ થયો અને ભક્ત શ્રાવિકા બની શ્રીમદ્દના આધ્યાત્મિક જ્ઞાનનો ફેલાવો કરવા લાગી.

શ્રીમદ્દ અધ્યાત્મજ્ઞાની હતા. તેમની પ્રતિમા-પૂજાની માન્યતા હતી. અને તે આગમોના આધારે સિદ્ધ કરી બતાવતા હતા. સાલંબન ધ્યાનમાં પ્રતિમાની આવ-

શ્યકતા સિદ્ધ ઠરે છે. સાકારનું ધ્યાન કર્યા પશ્ચાત્ નિરાકાર ધ્યાનની યોગ્યતા આવે છે. શ્રીમદે શ્રી સુવિધિનાથ સ્તવનમાં પૂજનવિધિને શાસ્ત્રોના આધારે દર્શાવ્યો છે. દ્રવ્યપૂજામાં અને ભાવપૂજામાં શ્રાવકનો અધિકાર છે. સાધુ મહારાજ તો ફક્ત ભાવસ્તવનના અધિકારી છે. શ્રીમદનું જ્ઞાન-સામર્થ્ય કેટલું હતું તે આ સાથે આપેલ ચોવીશી મનન-પૂર્વક વિચારવાથી ખાત્રી થશે.

શ્રીમદ્‌નો સ્વભાવ મળતાવડો અને આનંદી હતો. સર્વપંથના મનુષ્યોની સાથે ભેદભાવ રાખ્યા વિના આધ્યાત્મિક વાતો કરતા હતા.

જ્યાંસુધી શક્તિ રહી ત્યાંસુધી તેઓશ્રીએ વિહાર કર્યો. જ્યારે કાયા અટકી ત્યારે મેડતામાં એક ઉપાશ્રયમાં રહેવા લાગ્યા હતા. ત્યાં ઘણો કાળ ધ્યાનમાં ગાળતા હતા. કોઇક વખત કોઇને બોધ દેવાની ઇચ્છા કરી દેતા. તેમના વસવાટવાળો ઉપાશ્રય પડી ગયેલી હાલતમાં પાયાનાં અસ્તિત્વ સહિત છે.

તેમનો દેહોત્સર્ગ કિંવદન્તિ પ્રમાણે મેડતામાં થયો હોય તેમ જણાય છે. કારણકે ત્યાં તેમના નામની એક જૂની દેરી છે. ત્યાં અધ્યાત્મજ્ઞાનના રસિકો દર્શને જાય છે.

આ સંક્ષિપ્ત જીવનચરિત્રમાં જેટલું કહી શકાય તેટલું કીધું છે. તેમના ચમત્કારોને બાજુએ રાખી ટૂંકમાં સત્વરૂપ કહેવાનું એ છે કે શ્રીમદ્ આનંદઘનજી અધ્યાત્મી પુરુષ હતા. તેમણે સ્વપરહિતબુદ્ધિથી લોકોપકાર પ્રવૃતિ શરૂ કરી હતી; પણ વીતરાગ-ધર્મ-વિમુખતા, વિષમતા એટલી બધી વ્યાપી ગઇ હતી કે લોકો ધર્મને કે શ્રી આનંદઘનજીને પીછાણી ન શકયા-ઓળખી ન શકયા પરિણામે શ્રી આનંદઘનજીને લાગ્યું કે પ્રબળ વ્યાપી ગયેલી વિષમતાના યોગે લોકોપકાર, પરમાર્થપ્રકાશ કારગત થતો નથી તેથી આત્મહિતને મુખ્ય કરી તેમાં પ્રવર્તવું યોગ્ય છે. આવી વિચારણાએ તથા આ ચરિ માં દર્શાવેલા પ્રસંગોના પરિણામે લોકસંગ છોડી-તજી દઇ વનમાં ચાલી નીકળ્યા. વનમાં વિચરતાં છતાં અપ્રગટપણે રહી ચોવીશી તથા પદોવડે લોકોપકાર તો કરી જ ગયા. **નિષ્કારણ લોકોપકાર એ મહાપુરુષનો ધર્મ છે. इति शुभम् ॥**

શુદ્ધિ.

| | | | |
|---|---|---|---|
| ૬૦ | ૧૩ | યોણીત | યોગતણી. |

ॐ

# श्री आनन्दघन चोवीशी.



## १. श्री ઋષભ જિન સ્તવન.

( રાગ–મારુ. )

ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે,
      ઓર ન ચાહું રે કંત;
રીઝ્યો સાહેબ સંગ ન પરિહરે રે,
      ભાંગે સાદિ અનંત—   ઋષભ० १.

પ્રીતસગાઈ રે જગમાં સહુ કરે રે,
      પ્રીતસગાઈ ન કોય;
પ્રીતસગાઈ રે નિરુપાધિક કહી રે,
      સોપાધિક ધન ખોય—   ઋષભ० २.

કોઈ કંત કારણ કાષ્ટ ભક્ષણ કરે રે,
　　મળશું કંતને ધાય;
એ મેળો નવિ કઇયે સંભવે રે,
　　મેળો ઠામ ન ઠાય— 　ઋષભ૦ ૩.

કોઈ પતિરંજન અતિ ઘણો તપ કરે રે,
　　પતિરંજન તન તાપ;
એ પતિરંજન મેં નવિ ચિત્ત ધર્યું રે,
　　રંજન ધાતુ મેળાપ— 　ઋષભ૦ ૪.

કોઇ કહે લીલા રે અલખ અલખતણી રે,
　　લખ પૂરે મન આશ;
દોષરહિતને લીલા નવિ ઘટે રે,
　　લીલા દોષવિલાસ— 　ઋષભ૦ ૫.

ચિત્તપ્રસન્ને રે પૂજન ફલ કહ્યું રે,
　　પૂજા અખંડિત એહ;
કપટ રહિત થઇ આતમ અરપણા રે,
　　આનંદઘન પદરેહ— 　ઋષભ૦ ૬.



## ૨. શ્રીઅજિત જિન સ્તવન.

( રાગ–આશાવરી. )

પંથડો નિહાળું રે બીજા જિનતણો રે,
અજિત અજિત ગુણધામ;
જે તેં જીત્યા રે તેણે હું જીતિયો રે,
પુરુષ કિશ્યું મુજ નામ ?—પંથડો૦ ૧.

ચરમનયણુ કરી મારગ જોવતાં રે,
ભૂલ્યો સયલ સંસાર;
જેણે નયણે કરી મારગ જોઇએ રે,
નયણુ તે દિવ્ય વિચાર— પંથડો૦ ૨.

પુરુષ પરંપર અનુભવ જોવતાં રે,
અંધોઅંધ પુલાય;
વસ્તુ વિચારે રે જો આગમે કરી રે,
ચરણ ધરણ નહીં ઠાય— પંથડો૦ ૩.

તર્ક વિચારે રે વાદ પરંપરા રે,
પાર ન પહોંચે કોય;
અભિમત વસ્તુ રે વસ્તુગતે કહે રે,
તે વિરલા જગ જોય— પંથડો૦ ૪.

વસ્તુ વિચારે રે દિવ્ય નયણતણો રે,
  વિરહ પડયો નિરધાર;
તરતમ જોગે રે તરતમ વાસના રે,
  વાસિત બોધ આધાર— પંથડો૦ ૫.

કાળલબ્ધિ લહી પંથ નિહાલશું રે,
  એ આશા અવલંબ;
એ જન જીવે રે જિનજી જાણજો રે,
  આનંદઘન મત અંબ— પંથડો૦ ૬.



## ૩. શ્રી સંભવજિન સ્તવન.

( રાગ–રામગ્રી )

સંભવદેવ તે ધુર સેવો સવે રે,
  લહી પ્રભુ સેવન ભેદ;
સેવન કારણ પહેલી ભૂમિકા રે,
  અભય, અદ્વેષ, અખેદ— સંભવ૦ ૧.

ભય ચંચળતા હો જે પરિણામની રે,
  દ્વેષ અરોચક ભાવ;

ખેદ પ્રવૃત્તિ હો કરતાં થાકીએ રે,
દોષ અબોધ લખાવ— સંભવ૦ ૨.
ચરમાવર્ત્ત હો ચરમ કરણ તથા રે,
ભવપરિણતિ પરિપાક;
દોષ ટલે વલી દષ્ટિ ખુલે ભલી રે,
પ્રાપ્તિ પ્રવચન વાક્— સંભવ૦ ૩.
પરિચય પાતિક ઘાતક સાધુશું રે,
અકુશલ અપચય ચેત;
ગ્રંથ અધ્યાતમ શ્રવણ મનન કરી રે,
પરિશીલન નય હેત— સંભવ૦ ૪.
કારણ જોગે હો કારજ નીપજે રે,
એમાં કોઈ ન વાદ;
પણ કારણવિણ કારજ સાધિયે રે,
એ નિજ મત ઉન્માદ— સંભવ૦ ૫.
મુગ્ધ સુગમ કરી સેવન આદરે રે,
સેવન અગમ અનુપ;
દેજો કદાચિત્ સેવક યાચના રે,
આનંદઘન-રસરૂપ— સંભવ૦ ૬.



## ૪. અભિનંદન જિન સ્તવન.

( રાગ–ધનાશરી–સિંધુડો. )

અભિનંદન જિન દર્શન તરસિયે,
　　દર્શન દુર્લભ દેવ;
મત મત ભેદે રે જો જઇ પૂછિયે,
　　સહુ થાપે અહમેવ—　　અભિ૦ ૧.

સામાન્યે કરી દરિશણ દોહિલું,
　　નિર્ણય સકલ વિશેષ;
મદમેં ઘેર્યો રે અંધો કેમ કરે,
　　રવિ શશિ રૂપ વિલેખ—　અભિ૦ ૨.

હેતુ વિવાદે હો ચિત્ત ધરી જોઈએ,
　　અતિ દુર્ગમ નયવાદ;
આગમવાદે હો ગુરુગમ કો નહીં,
　　એ સબલો વિષવાદ—　　અભિ૦ ૩.

ઘાતી ડુંગર આડા અતિ ઘણા,
　　તુજ દરિશણ જગનાથ;
ઢિઠાઇ કરી મારગ સંચરું,
　　સેંગુ કોઇ ન સાથ—　　અભિ૦ ૪.

દર્શન દર્શન રટતો જો ફરૂં,
તો રણ રોઝ સમાન;
જેહને પિપાસા હો અમૃત પાનની,
કિમ ભાંજે વિષપાન ?— અભિ૦ ૫.

તરસ ન આવે હો મરણ જીવનતણો,
સીજે જો દર્શન કાજ;
દરિશણ દુર્લભ સુલભ કૃપાથકી,
આનંદઘન મહારાજ— અભિ૦ ૬.



## ૫. શ્રી સુમતિ જિન સ્તવન.

( રાગ—વસંત-કેદારો. )

સુમતિ ચરણકજ આતમ અર્પણા,
દર્પણ જેમ અવિકાર; સુજ્ઞાની.
મતિ તર્પણ બહુ સમ્મત જાણિયે,
પરિસર્પણ સુવિચાર. સુજ્ઞાની— સુમતિ૦ ૧.

ત્રિવિધ સકલ તનુધર ગત આતમા,
બહિરાતમ ધુરિ ભેદ; સુજ્ઞાની.

બીજો અંતર આતમ તીસરો,
  પરમાતમ અવિચ્છેદ. સુજ્ઞાની— સુમતિ૦ ૨.

આતમબુધ્ધે કાયાદિક ગ્રહ્યો,
  બહિરાતમ અઘરૂપ; સુજ્ઞાની.
કાયાદિકનો હો સાખીધર રહ્યો,
  અંતર આતમ રૂપ. સુજ્ઞાની— સુમતિ૦ ૩.

જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો,
  વર્જિત સકલ ઉપાધિ; સુજ્ઞાની.
અતીંદ્રિય ગુણગણમણિ આગરૂ,
  એમ પરમાતમ સાધ. સુજ્ઞાની— સુમતિ૦ ૪.

બહિરાતમ તજી અંતરઆતમા,
  રૂપ થઇ સ્થિરભાવ; સુજ્ઞાની.
પરમાતમનું હો આતમ ભાવવું,
  આતમ અર્પણ દાવ. સુજ્ઞાની— સુમતિ૦ ૫.

આતમ અર્પણ વસ્તુ વિચારતાં,
  ભરમ ટલે મતિ દોષ; સુજ્ઞાની.
પરમ પદારથ સંપત્તિ સંપજે,
  આનંદઘનરસ પોષ. સુજ્ઞાની— સુમતિ૦ ૬.



## ૬. શ્રીપદ્મપ્રભજિન સ્તવન.

( રાગ-મારુ-સિંધુડો. )

પદ્મપ્રભ જિન તુજ મુજ આંતરૂ રે,
  કિમ ભાંજે ભગવંત ?
કર્મ વિપાકે કારણ જોઈને રે,
  કોઈ કહે મતિમંત— પદ્મ૦ ૧.

પયઈ ઠિઈ અણુભાગ પ્રદેશથી રે,
  મૂલ ઉત્તર બહુ ભેદ;
ઘાતી અઘાતી હો બંધોદય ઉદીરણા રે,
  સત્તા કર્મ વિચ્છેદ— પદ્મ૦ ૨.

કનકોપલવત્ પયડિ પુરુષતણી રે,
  જોડી અનાદિ સ્વભાવ;
અન્ય સંજોગી જિહાં લગે આતમા રે,
  સંસારી કહેવાય— પદ્મ૦ ૩.

કારણ જોગે હો બાંધે બંધને રે,
  કારણ મુગતિ મૂકાય;
આશ્રવ સંવર નામ અનુક્રમે રે,
  હેય ઉપાદેય સુણાય— પદ્મ૦ ૪.

યુંજન કરણે હો અંતર તુજ પડ્યો રે,
ગુણ કરણે કરી ભંગ;
ગ્રંથ ઉક્તે કરી પંડિતજને કહ્યો રે,
અંતર ભંગ સુઅંગ— પદ્મ૦ ૫.

તુજ મુજ અંતર અંતર ભાંજશે રે,
વાજશે મંગલ તૂર;
જીવ સરોવર અતિશય વાધશે રે;
આનંદઘન રસપૂર— પદ્મ૦ ૬.



## ૭. શ્રીસુપાર્શ્વ જિન સ્તવન.

( રાગ–સારંગ–મલાર. )

શ્રીસુપાર્શ્વજિન વંદીએ,
સુખ સંપત્તિનો હેતુ; લલના.
શાંત સુધારસ જલનિધિ,
ભવસાગરમાં સેતુ. લલના—શ્રીસુપાર્શ્વ૦ ૧.

સાત મહાભય ટાલતો,
સપ્તમ જિનવર દેવ; લલના.

સાવધાન મનસા કરી,
ધારો જિનપદ સેવ. લલના—શ્રીસુપાર્શ્વ૦ ૨.
શિવ શંકર જગદીશ્વર,
ચિદાનંદ ભગવાન; લલના.
જિન અરિહા તીર્થંકર,
જ્યોતિસ્વરૂપ અસમાન. લલના શ્રીસુપાર્શ્વ૦ ૩.
અલખ નિરંજન વચ્છલુ,
સકલ જંતુ વિસરામ; લલના.
અભયદાન-દાતા સદા,
પૂરણુ આતમરામ. લલના— શ્રીસુપાર્શ્વ૦ ૪.
વીતરાગ મદ કલ્પના,
રતિ અરતિ ભય સોગ; લલના.
નિદ્રા તંદ્રા દુરંદશા,
રહિત અબાધિત યોગ. લલના—શ્રીસુપાર્શ્વ૦ ૫.
પરમ પુરુષ પરમાતમા,
પરમેશ્વર પરધાન; લલના.
પરમ પદારથ પરમેષ્ઠી,
પરમદેવ પરમાન, લલના— શ્રીસુપાર્શ્વ૦ ૬.

વિધિ વિરંચિ વિશ્વંભરૂ,
    હૃષીકેશ જગનાથ; લલના.
અઘહર અઘમોચન ધણી,
    મુક્તિ પરમપદ સાથ. લલના-શ્રીસુપાર્શ્વ૦ ૭.
એમ અનેક અભિધા ધરે,
    અનુભવગમ્ય વિચાર; લલના.
જે જાણે તેહને કરે,
    આનંદઘન અવતાર. લલના-શ્રીસુપાર્શ્વ૦ ૮.



## ૮. શ્રીચંદ્રપ્રભ જિન સ્તવન.

( રાગ-કેદારો-ગોડી. )

દેખણ દે રે સખી મુને દેખણ દે,
    ચંદ્રપ્રભ મુખચંદ; સખી૦
ઉપશમ રસનો કંદ, સખી૦
    ગત કલિમલ દુખદંદ. સખી૦ ચંદ્ર૦ ૧
સૂક્ષ્મ નિગોદે ન દેખીઓ, સખી૦
    બાદર અતિહિ વિશેષ; સખી૦

પુઢવી આઉ ન લેખિયો, સખી૦
તેઉ વાઉ ન લેશ. સખી૦ ચંદ્ર૦ ૨.

વનસ્પતિ અતિ ઘણુ દિહા, સખી૦
દીઠો નહીં દીદાર; સખી૦
બિ તિ ચઉરિંદિય જલલીહા, સખી૦
ગતસન્ની પણુ ધાર. સખી૦ ચંદ્ર૦ ૩.

સુર તિરિ નિરય નિવાસમાં, સખી૦
મનુજ અનારજ સાથ; સખી૦
અપજજત્તા પ્રતિભાસમાં, સખી૦
ચતુર ન ચઢીઓ હાથ. સખી૦ ચંદ્ર૦ ૪.

એમ અનેક થલ જાણીએ, સખી૦
દર્શન વિણુ જિનદેવ; સખી૦
આગમથી મત જાણીએ, સખી૦
કીજે નિર્મલ સેવ. સખી૦ ચંદ્ર૦ ૫.

નિર્મલ સાધુ ભક્તિ લહી, સખી૦
યોગ અવંચક હોય; સખી૦
ક્રિયા અવંચક તિમ સહી, સખી૦
ફલ અવંચક જોય. સખી૦ ચંદ્ર૦ ૬.

પ્રેરક અવસર જિનવરૂ, સખી૦
મોહનીય ક્ષય જાય; સખી૦
કામિત પૂરણ સુરતરુ, સખી૦
આનંદઘન પ્રભુ પાય. સખી૦ ચંદ્ર૦ ૭.



## ૯. શ્રીસુવિધિ જિન સ્તવન.

(રાગ–કેદારો.)

સુવિધિ જિણેસર પાય નમીને,
શુભ કરણી એમ કીજે રે;
અતિ ઘણો ઉલટ અંગ ધરીને,
પ્રહ ઉઠી પૂજીજે રે– સુવિધિ૦ ૧.
દ્રવ્ય ભાવ શુચિ ભાવ ધરીને,
હરખે દેહરે જઇએ રે;
દહ તિગ પણ અહિગમ સાચવતાં,
એકમના ધુરિ થઇએ રે– સુવિધિ૦ ૨.
કુસુમ અક્ષત વર વાસ સુગંધી,
ધૂપ દીપ મન સાખી રે;

અંગપૂજા પણ ભેદ સુણી એમ,
ગુરુમુખ આગમ ભાખી રે- સુવિધિ૦
એહનું ફલ દોય ભેદ સુણીજે,
અનંતર ને પરંપર રે;
આણાપાલણ ચિત્તપ્રસન્ની,
મુગતિ સુગતિ સુરમંદિર રે- સુવિધિ૦
ફૂલ અક્ષત વર ધૂપ પઇવો,
ગંધ નૈવેદ્ય ફલ જલ ભરી રે;
અંગ અગ્રપૂજા મળી અડવિધ,
ભાવે ભવિક શુભ ગતિ વરી રે-સુવિધિ૦ ૫.
સત્તર ભેદ એકવીશ પ્રકારે,
અઠ્ઠોત્તર શત ભેદે રે;
ભાવપૂજા બહુવિધ નિરધારી,
દોહગ્ગ દુર્ગતિ છેદે રે- સુવિધિ૦ ૬.
તુરિય ભેદ પડિવત્તિ પૂજા,
ઉપશમ ખીણ સયોગી રે;
ચઉહા પૂજા ઇમ ઉત્તરાજ્ઝયણે,
ભાખી કેવળ ભોગી રે- સુવિધિ૦ ૭.

એમ પૂજા બહુ ભેદ સુણીને,
　　સુખદાયક શુભ કરણી રે;
ભવિક જીવ કરશે તે લેશે,
　　આનંદઘન-પદ ધરણી રે- સુવિધિ૦ ૮.



## ૧૦. શ્રીશીતલ જિન સ્તવન.

( રાગ-ધનાશ્રી-ગોડી. )

શીતલ જિનપતિ લલિત ત્રિભંગી,
　　વિવિધ ભંગી મન મોહે રે;
કરુણા કોમલતા તીક્ષણતા,
　　ઉદાસીનતા સોહે રે- શીતલ૦ ૧.

સર્વ જંતુ હિતકરણી કરુણા,
　　કર્મ વિદારણ તીક્ષણ રે;
હાનાદાન રહિત પરિણામી
　　ઉદાસીનતા વીક્ષણ રે- શીતલ૦ ૨.

પર દુઃખ છેદન ઇચ્છા કરુણા,
　　તીક્ષણ પર દુઃખ રીઝે રે;

ઉદાસીનતા ઉભય વિલક્ષણ,
એક ઠામે કેમ સીજે રે?— શીતલ૦ ૩.

અભયદાન તે મલક્ષય કરુણા,
તીક્ષણતા ગુણ ભાવે રે;
પ્રેરણ વિણ કૃતિ ઉદાસીનતા,
એમ વિરોધ મતિ નાવે રે— શીતલ૦ ૪.

શક્તિ વ્યક્તિ ત્રિભુવન પ્રભુતા,
નિર્ગ્રંથતા સંયોગે રે;
યોગી ભોગી વક્તા મૌની,
અનુપયોગી ઉપયોગે રે— શીતલ૦ ૫.

ઇત્યાદિક બહુભંગ ત્રિભંગી,
ચમત્કાર ચિત્ત દેતી રે;
અચરજકારી ચિત્ર વિચિત્રા,
આનંદઘન—પદ લેતી રે— શીતલ૦ ૬.



## ૧૧. શ્રી શ્રેયાંસ જિન સ્તવન.

( રાગ–ગોડી )

શ્રી શ્રેયાંસ જિન અંતરજામી,
    આતમરામી નામી રે;
અધ્યાતમ મત પૂરણ પામી,
    સહજ મુક્તિગતિ ગામી રે– શ્રી શ્રે૦ ૧.

સયલ સંસારી ઇંદ્રિયરામી,
    મુનિ ગુણ આતમરામી રે;
મુખ્યપણે જે આતમરામી,
    તે કેવલ નિઃકામી રે– શ્રી શ્રે૦ ૨.

નિજ સ્વરૂપ જે કિરિયા સાધે,
    તેહ અધ્યાતમ લહિયે રે;
જે કિરિયા કરી ચઉગતિ સાધે,
    તે ન અધ્યાતમ કહિયે રે– શ્રી શ્રે૦ ૩.

નામ અધ્યાતમ ઠવણ અધ્યાતમ,
    દ્રવ્ય અધ્યાતમ છંડો રે;
ભાવ અધ્યાતમ નિજગુણ સાધે,
    તો તેહશું રઢ મંડો રે– શ્રી શ્રે૦ ૪.

શબ્દ અધ્યાતમ અર્થ સુણીને,
નિર્વિકલ્પ આદરજો રે;
શબ્દ અધ્યાતમ ભજના જાણી,
હાન ગ્રહણ મતિ ધરજો રે— શ્રી શ્રે૦ ૫.

અધ્યાતમી જે વસ્તુ વિચારી,
બીજા જાણુ લબાસી રે;
વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે,
આનંદઘન મત વાસી રે— શ્રી શ્રે૦ ૬.



## ૧૨. શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન.

( રાગ–ગોડી તથા પરજ. )

વાસુપૂજ્ય જિન ત્રિભુવન સ્વામી,
ઘનનામી પરનામી રે;
નિરાકાર સાકાર સચેતન,
કરમ કરમ ફલ કામી રે— વાસુ૦ ૧.

નિરાકાર અભેદ સંગ્રાહક,
ભેદગ્રાહક સાકારો રે;

દર્શન જ્ઞાન દુભેદ ચેતના,
વસ્તુ ગ્રહણુ વ્યાપારો રે— વાસુ૦ ૨.

કર્ત્તા પરિણામી પરિણામો,
કર્મ જે જીવે કરિયે રે;
એક અનેક રૂપ નયવાદે,
નિયતે નર અનુસરિયે રે— વાસુ૦ ૩

દુઃખ–સુખ રૂપ કર્મફલ જાણો,
નિશ્ચય એક આનંદો રે;
ચેતનતા પરિણામ ન ચૂકે,
ચેતન કહે જિનચંદો રે— વાસુ૦ ૪.

પરિણામી ચેતન પરિણામો,
જ્ઞાન કર્મફલ ભાવી રે;
જ્ઞાન કર્મ ફલ ચેતન કહીએ,
લેજો તેહ મનાવી રે— વાસુ૦ ૫.

આતમજ્ઞાની શ્રમણ કહાવે.
બીજા તો દ્રવ્યલિંગી રે;
વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે,
આનંદઘન–મત સંગી રે— વાસુ૦ ૬.



## ૧૩ શ્રી વિમલ જિન સ્તવન.

( રાગ-મલાર )

દુઃખ દોહગ્ગ દૂરે ટલ્યા રે, સુખ સંપદશું ભેટ;
ધીંગ ધણી માથે કિયો રે, કોણુ ગંજે નરખેટ ?
વિમલજિન દીઠાં લોયણ આજ,
મારાં સિધ્યાં વાંછિત કાજ—વિ૦ દી૦ ૧.

ચરણકમલ કમલા વસે રે, નિર્મલ સ્થિરપદ દેખ;
સમલ અસ્થિર પદ પરિહરે રે,
પંકજ પામર પેખ—વિ૦ ૨ દી૦.

મુજ મન તુજ પદપંકજે રે, લીનો ગુણ મકરંદ;
રંક ગણે મંદર-ધરા રે,
ઇંદ્ર ચંદ્ર નાગેંદ્ર— વિ૦ દી૦ ૩.

સાહેબ ! સમરથ તું ધણી રે, પામ્યો પરમ ઉદાર;
મન વિસરામી વાલહો રે,
આતમચો આધાર— વિ૦ દી૦ ૪.

દરિશણ દીઠે જિનતણો રે, સંશય ન રહે વેધ;
દિનકર કરભર પસરતા રે,
અંધકાર પ્રતિષેધ— વિ૦ દી૦ ૫.

અમીય ભરી મૂરતિ રચી રે, ઉપમા ન ઘટે કોય;
શાંત સુધારસ ઝીલતી રે,
　　નિરખત તૃપ્તિ ન હોય—　　વિ૦ દી૦ ૬.

એક અરજ સેવકતણીરે, અવધારો જિનદેવ !;
કૃપા કરી મુજ દીજિયે રે,
　　આનંદઘન પદસેવ—　　વિ૦ દી૦ ૭.



## ૧૪. શ્રી અનંત જિન સ્તવન.

( રાગ—રામગ્રી—કડખા. )

ધાર તરવારની સોહિલી દોહિલી,
　　ચઉદમા જિનતણી ચરણસેવા;
ધારપર નાચતા દેખ બાજીગરા,
　　સેવના—ધારપર રહે ન દેવા—　　ધા૦ ૧.

એક કહે સેવિયે વિવિધ કિરિયા કરી,
　　ફલ અનેકાંત લોચન ન દેખે;
ફલ અનેકાંત કિરિયા કરી બાપડા,
　　રડવડે ચાર ગતિમાંહે લેખે—　　ધા૦ ૨.

ગચ્છના ભેદ બહુ નયણુ નિહાળતાં,
    તત્ત્વની વાત કરતાં ન લાજે;
ઉદરભરણાદિ નિજ કાજ કરતા થકા,
    મોહ નડિયા કલિકાલ રાજે— ધા૦ ૩.

વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો,
    વચન સાપેક્ષ વ્યવહાર સાચો;
વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફલ,
    સાંભલી આદરી કાંઈ રાચો— ધા૦ ૪.

દેવ ગુરુ ધર્મની શુદ્ધિ કહો કેમ રહે ?
    કેમ રહે શુદ્ધ શ્રદ્ધાન આણો;
શુદ્ધ શ્રદ્ધાન વિણુ સર્વ કિરિયા કરી,
    છારપર લીંપણું તેહ જાણો— ધા૦ ૫.

પાપ નહીં કોઇ ઉત્સૂત્ર ભાષણ જિસ્યો,
    ધર્મ નહીં કોઇ જગ સૂત્ર સરિખો;
સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે,
    તેહનું શુદ્ધ ચારિત્ર પરિખો— ધા૦ ૬.

એહ ઉપદેશનો સાર સંક્ષેપથી,
    જે નરા ચિત્તમાં નિત્ય ધ્યાવે;

તે નરા દિવ્ય બહુ કાલ સુખ અનુભવી,
નિયત આનંદઘન રાજ પાવે— ધા૦ ૭.



## ૧૫. શ્રી ધર્મજિન સ્તવન.

( રાગ-ગોડી. )

ધર્મ જિનેશ્વર ગાઉં રંગશું,
ભંગ મ પડશો હો પ્રીત; જિનેશ્વર,
બીજો મનમંદિર આણું નહીં,
એ અમ કુલવટ રીત. જિને૦ ધર્મ૦ ૧.

ધરમ ધરમ કરતો જગ સહુ ફરે,
ધરમ ન જાણે હો મર્મ; જિને૦
ધરમ જિનેશ્વર ચરણ ગ્રહ્યા પછી,
કોઇ ન બાંધે હો કર્મ. જિને૦ ધર્મ૦ ૨.

પ્રવચન અંજન જો સદ્દગુરુ કરે,
દેખે પરમ નિધાન; જિને૦
હૃદય નયણ નિહાળે જગધણી,
મહિમા મેરુ સમાન. જિને૦ ધર્મ૦ ૩.

દોડત દોડત દોડત દોડિયો,
જેતી મનની રે દોડ; જિને૦
પ્રેમ પ્રતીત વિચારો ઢૂકડી,
ગુરુગમ લેજો રે જોડ. જિને૦ ધર્મ૦ ૪.

એક પખી કેમ પ્રીતિ પરપડે ?
ઉભય મિલ્યા હોય સંધિ; જિને૦
હું રાગી હું મોહે ફંદીઓ,
તું નિરાગી નિરબંધ. જિને૦ ધર્મ૦ ૫.

પરમ નિધાન પ્રગટ મુખ આગલે,
જગત ઉલ્લંઘી હો જાય; જિને૦
જ્યોતિ વિના જુઓ જગદીશની,
અંધોઅંધ પુલાય. જિને૦ ધર્મ૦ ૬.

નિર્મલ ગુણમણિ રોહણ ભૂધરા,
મુનિજન માનસ હંસ; જિને૦
ધન્ય તે નગરી ધન્ય વેલા ઘડી,
માતા પિતા કુલ વંશ. જિને૦ ધર્મ૦ ૭.

મન મધુકર વર કર જોડી કહે,
પદકજ નિકટ નિવાસ; જિને૦

ધનનામી આનંદઘન સાંભળો,
એ સેવક અરદાસ. જિને૦ ધર્મ૦ ૮.



## ૧૬. શ્રી શાંતિજિન સ્તવન.

( મલ્હાર. )

શાંતિ જિન એક મુજ વિનતિ,
સુણો ત્રિભુવન રાય રે;
શાંતિ સ્વરૂપ કેમ જાણિયે ?
કહો મન કેમ પરખાય રે ?— શાંતિ૦ ૧.

ધન્ય તું આતમ જેહને,
એહવો પ્રશ્ન અવકાશ રે;
ધીરજ મન ધરી સાંભળો,
કહું શાંતિ પ્રતિભાસ રે— શાંતિ૦ ૨.

ભાવ અવિશુદ્ધ સુવિશુદ્ધ જે,
કહ્યા જિનવર દેવ રે;
તે તેમ અવિતત્થ સદ્દહે,
પ્રથમ એ શાંતિપદ સેવ રે— શાંતિ૦ ૩.

આગમધર ગુરુ સમકિતી,
 કિરિયા સંવર સાર રે;
સંપ્રદાયી અવંચક સદા,
 શુચિ અનુભવાધાર રે— શાંતિ૦ ૪.

શુદ્ધ આલંબન આદરે,
 તજી અવર જંજાલ રે;
તામસી વૃત્તિ સવિ પરિહરી,
 ભજે સાત્ત્વિક સાલ રે— શાંતિ૦ ૫.

ફલ વિસંવાદ જેહમાં નહીં,
 શબ્દ તે અર્થ સંબંધી રે;
સકલ નયવાદ વ્યાપી રહ્યો,
 તે શિવ સાધન સંધિ રે— શાંતિ૦ ૬.

વિધિ પ્રતિષેધ કરી આતમા,
 પદારથ અવિરોધ રે;
ગ્રહણ વિધિ મહાજને પરિગ્રહ્યો,
 ઇસ્યો આગમે બોધ રે— શાંતિ૦ ૭.

દુષ્ટજન સંગતિ પરિહરી,
 ભજે સુગુરુ સંતાન રે;

જોગ સામર્થ્ય ચિત્ત ભાવ જે,
      ધરે મુગતિ નિદાન રે— શાંતિ૦ ૮.

માન અપમાન ચિત્ત સમ ગણે,
      સમ ગણે કનક પાષાણ રે;
વંદક નિંદક સમ ગણે,
      ઇસ્યો હોય તું જાણ રે— શાંતિ૦ ૯.

સર્વ જગજંતુને સમ ગણે,
      ગણે તૃણ મણિ ભાવ રે;
મુક્તિ સંસાર બેહુ સમ ગણે,
      મુણે ભવજલનિધિ નાવ રે—શાંતિ૦ ૧૦.

આપણો આતમભાવ જે,
      એક ચેતનાધાર રે;
અવર સવિ સાથ સંયોગથી,
      એહ નિજ પરિકર સાર રે— શાંતિ૦ ૧૧.

પ્રભુમુખથી એમ સાંભળી,
      કહે આતમરામ રે;
તાહરે દરિશણે નિસ્તર્યો,
      મુજ સિધ્યાં સવિ કામ રે— શાંતિ૦ ૧૨.

અહો ! અહો ! હું મુજને કહું,
 નમો મુજ નમો મુજ રે;
અમિત ફલ દાન દાતારની,
 જેહની ભેટ થઇ તુજ રે— શાંતિ૦ ૧૩.

શાંતિ સ્વરૂપ સંક્ષેપથી,
 કહ્યો નિજ પર રૂપ રે;
આગમમાંહે વિસ્તર ઘણો,
 કહ્યો શાંતિ જિનભૂપ રે— શાંતિ૦ ૧૪.

શાંતિ સ્વરૂપ એમ ભાવશે,
 ધરી શુદ્ધ પ્રણિધાન રે;
આનંદઘન પદ પામશે,
 તે લહેશે બહુમાન રે— શાંતિ૦ ૧૫.



## ૧૭. શ્રી કુંથુજિન સ્તવન.

( ગુર્જરી–રામકળી. )

કુંથુજિન ! મનડું કિમહી ન બાઝે, હો કુંથુજિન,
 મનડું કિમહી ન બાઝે

જિમ જિમ જતન કરીને રાખું,
તિમ તિમ અલગું ભાજે હો—કુંથુ૦ ૧.

રજની વાસર વસતિ ઉજ્જડ,
ગયણ પાયાલે જાય;
સાપ ખાયે ને મુખડું થોથું,
એહ ઉખાણો ન્યાય હો— કુંથુ૦ ૨.

મુગતિતણા અભિલાષી તપિયા,
જ્ઞાન ને ધ્યાન અભ્યાસે;
વયરીડું કાંઇ એહવું ચિંતે,
નાંખે અવળે પાસે હો— કુંથુ૦ ૩.

આગમ આગમધરને હાથે,
નાવે કિણવિધિ આંકું;
કિહાં કણે જો હઠ કરી હટકું,
તો વ્યાલતણી પરે વાંકું હો—કુંથુ૦ ૪.

જો ઠગ કહું તો ઠગતો ન દેખું,
સાહુકાર પણ નાંહિ;
સર્વમાંહે ને સહુથી અલગું,
એ અચરિજ મનમાંહી હો—કુંથુ૦ ૫.

જે જે કહું તે કાન ન ધારે,
આપ મતે રહે કાલો;
સુર નર પંડિત જન સમજાવે,
સમજે ન મારો સાળો હો— કુંથુ૦ ૬.

મેં જાણ્યું એ લિંગ નપુંસક,
સકલ મરદને ઠેલે;
બીજી વાતે સમરથ છે નર,
એહને કોઇ ન જેલે હો— કુંથુ૦ ૭.

મન સાધ્યું તેણે સઘલું સાધ્યું,
એહ વાત નહીં ખોટી;
એમ કહે સાધ્યું તે નવિ માનું,
એ કહી વાત છે મોટી હો— કુંથુ૦ ૮

મનડું દુરારાધ્ય તેં વશ આણ્યું.
તે આગમથી મતિ આણું;
આનંદઘન પ્રભુ માહરું આણો,
તો સાચું કરી જાણું હો— કુંથુ૦ ૯.



## ૧૮. શ્રી અરજિન સ્તવન.

( પરજ–મારુ. )

ધરમ પરમ અરનાથનો, કેમ જાણું ભગવંત રે ?
સ્વ પર સમય સમજાવીએ, મહિમાવંત મહંત રે—ધ૦ ૧.

શુદ્ધાતમ અનુભવ સદા, સ્વ સમય એહ વિલાસ રે;
પરબડી છાંહડી જે પડે, તે પરસમય નિવાસ રે—ધ૦ ૨.

તારા નક્ષત્ર ગ્રહ ચંદની, જ્યોતિ દિનેશ મોઝાર રે;
દર્શન જ્ઞાન ચરણથકી, શક્તિ નિજાતમ ધાર રે—ધ૦ ૩.

ભારી પીળો ચીકણો, કનક અનેક તરંગ રે;
પર્યાય દૃષ્ટિ ન દીજીએ, એક જ કનક અભંગ રે—ધ૦ ૪.

દર્શન જ્ઞાન ચરણ થકી, અલખ સ્વરૂપ અનેક રે;
નિર્વિકલ્પ રસ પીજીએ, શુદ્ધ નિરંજન એક રે—ધ૦ ૫.

પરમારથ પંથ જે કહે, તે રંજે એક તંત રે;
વ્યવહારે લખ જે રહે, તેહના ભેદ અનંત રે—ધ૦ ૬.

વ્યવહારે લખ દોહિલો, કાંઈ ન આવે હાથ રે;
શુદ્ધ નય થાપના સેવતાં, નવિ રહે દુવિધા સાથ રે—ધ૦ ૭.

એક પખી લખ પ્રીતની, તુમ સાથે જગનાથ રે;
કૃપા કરીને રાખજો, ચરણ તળે ગ્રહી હાથ રે—ધ૦૮.
ચક્રી ધરમ તીરથતણો, તીરથ ફલ તત્ત સાર રે;
તીરથ સેવે તે લહે, આનંદઘન નિરધાર રે–ધ૦ ૯.



## ૧૯. શ્રીમલ્લિજિન સ્તવન.

( રાગ—કાફી )

સેવક કેમ અવગણિયે હો મલ્લિજિન !
એ અબ શોભા સારી;
અવર જેહને આદર અતિ દીયે,
તેહને મૂલ નિવારી હો—મલ્લિ૦ ૧.

જ્ઞાનસ્વરૂપ અનાદિ તમારૂં,
તે લીધું તમે તાણી;
જુઓ અજ્ઞાનદશા રીસાવી,
જાતાં કાણ ન આણી હો—મલ્લિ૦ ૨.

નિદ્રા સુપન જાગર ઉજાગરતા,
તુરિય અવસ્થા આવી;

નિદ્રા સુપન દશા રીસાણી,
જાણી ન નાથ મનાવી હો—મલ્લિ૦ ૩.

સમકિત સાથે સગાઈ કીધી,
સપરિવારસું ગાઢી;
મિથ્યામતિ અપરાધણ જાણી,
ઘરથી બાહિર કાઢી હો—મલ્લિ૦ ૪.

હાસ્ય અરતિ રતિ શોક દુગંછા,
ભય પામર કરસાલી;
નોકષાય શ્રેણિ ગજ ચઢતાં,
શ્વાનતણી ગતિ ઝાલી હો—મલ્લિ૦ ૫.

રાગદ્વેષ અવિરતિની પરિણતિ,
એ ચરણમોહના યોધા;
વીતરાગ પરિણતિ પરિણમતાં,
ઉઠી નાઠા બોધા હો—મલ્લિ૦ ૬.

વેદોદય કામા પરિણામા,
કામ્ય કર્મ સહુ ત્યાગી;
નિઃકામી કરુણારસસાગર,
અનંત ચતુષ્ક પદ પાગી હો—મલ્લિ૦ ૭.

દાન વિઘન વારી સહુ જનને,
    અભયદાન પદ દાતા;
લાભ વિઘન જગ વિઘન નિવારક,
    પરમ લાભ રસ માતા હો—મલ્લિ૦ ૮.

વીર્ય વિઘન પંડિત વીર્યે હણી,
    પૂરણ પદવી યોગી;
ભોગોપભોગ દોય વિઘન નિવારી,
    પૂરણ ભોગ સુભોગી હો—મલ્લિ૦ ૯.

એ અઢાર દૂષણ વરજીત તનુ,
    મુનિજન-વૃંદે ગાયા;
અવિરતિ રૂપક દોષ નિરૂપણ,
    નિર્દૂષણ મન ભાયા હો—મલ્લિ૦ ૧૦.

ઇણ વિધ પરખી મન વિસરામી,
    જિનવર ગુણ જે ગાવે;
દીનબંધુની મહેર નજરથી,
    આનંદઘન-પદ પાવે હો—મલ્લિ૦ ૧૧.



## ૨૦. શ્રીમુનિસુવ્રતજિન સ્તવન.

( રાગ—કાફી )

મુનિસુવ્રત જિનરાજ ! એક મુજ વિનતિ નિસુણો,મુ૦
આતમતત્ત્વ કયું જાણ્યું ? જગતગુરુ !,
એહ વિચાર મુજ કહિયે;
આતમતત્ત્વ જાણ્યાવિણ નિર્મળ,
ચિત્તસમાધિ નવિ લહિયે.— મુ૦ ૧.

કોઇ અબંધ આતમતત્ત માને,
કિરિયા કરતો દીસે;
ક્રિયાતણું ફલ કહો કુણ ભોગવે ?
ઇમ પૂછ્યું ચિત્ત રીસે.— મુ૦ ૨.

જડ ચેતન એ આતમ એકજ,
સ્થાવર જંગમ સરિખો;
સુખ દુઃખ સંકર દૂષણ આવે,
ચિત્ત વિચારજો પરિખો— મુ૦ ૩.

એક કહે નિત્યજ આતમતત્ત,
આતમ દરશણ લીનો;

કૃતવિનાશ અકૃતાગમ દૂષણ,
નવિ દેખે મતિહીણો— મુ૦ ૪.

સૌગત મતિ રાગી કહે વાદી,
ક્ષણિક એ આતમ જાણો;
બંધ મોક્ષ સુખ દુઃખ નવિ ઘટે,
એહ વિચાર મન આણો.— મુ૦ ૫.

ભૂત ચતુષ્ક વર્જિત આતમતત્ત,
સત્તા અલગી ન ઘટે;
અંધ શકટ જો નજરે ન દેખે,
તો શું કીજે શકટે ?— મુ૦ ૬.

એમ અનેક વાદી મત-વિભ્રમ,
સંકટ પડિયો ન લહે;
ચિત્ત સમાધિ તે માટે પૂછું,
તુમ વિણ તત્ત કોઈ ન કહે— મુ૦ ૭.

વળતું જગગુરુ ઇણિપરે ભાખે,
પક્ષપાત સબ છંડી;
રાગ દ્વેષ મોહ પખ વર્જિત,
આતમસું રઢ મંડી— મુ૦ ૮.

આતમ ધ્યાન કરે જો કોઉ,
સો ફિર ઇણમેં નાવે;
વાગ્જાલ બીજું સહુ જાણે,
એહ તત્ત્વ ચિત્ત આવે— મુ૦ ૯.

જેણે વિવેક ધરી એ પખ ગ્રહિયો,
તે તત્તજ્ઞાની કહિયે;
શ્રીમુનિસુવ્રત ! કૃપા કરો તો,
આનંદઘન-પદ લહિયે— મુ૦ ૧૦.



## ૨૧. શ્રીનમિજિન સ્તવન.

( રાગ—આશાવરી. )

ષડ્ દર્શન જિન-અંગ ભણીજે,
ન્યાસ ષડંગ જો સાધે રે;
નમિ જિનવરના ચરણ ઉપાસક,
ષડ્દરશન આરાધે રે— ષડ્૦ ૧.

જિન સુર પાદપ પાય વખાણું,
સાંખ્ય જોગ દોય ભેદે રે;

આતમ–સત્તા વિવરણ કરતા,
　　લહો દુગ અંગ અખેદે રે— પદ્૦ ૨.

ભેદ અભેદ સુગત મિમાંસક,
　　જિનવર દોય કર ભારી રે;
લોકાલોક અવલંબન ભજિયે,
　　ગુરુગમથી અવધારી રે— પદ્૦ ૩.

લોકાયતિક કુખ જિનવરની,
　　અંશ વિચાર જો કીજે રે;
તત્ત્વ-વિચાર સુધારસ ધારા,
　　ગુરુગમવિણુ કિમ પીજે રે !— પદ્૦ ૪.

જૈન જિનેશ્વર વર ઉત્તમ અંગ,
　　અંતરંગ બહિરંગે રે;
અક્ષર ન્યાસ ધરા આરાધક,
　　આરાધે ધરી સંગે રે— પદ્૦ ૫.

જિનવરમાં સઘળા દર્શન છે,
　　દર્શને જિનવર ભજના રે;
સાગરમાં સઘળી તટિની સહી,
　　તટિનીમાં સાગર ભજના રે— પદ્૦ ૬.

જિનસ્વરૂપ થઇ જિન આરાધે,
    તે સહી જિનવર હોવે રે;
ભૃંગી ઇલિકાને ચટકાવે,
    તે ભૃંગી જગ જોવે રે— પદ્૦ ૭.

ચૂર્ણિ ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ,
    વૃત્તિ પરંપર અનુભવ રે;
સમય-પુરુષના અંગ કહ્યાં એ,
    જે છેદે તે દુર્ભવ રે— પદ્૦ ૮.

મુદ્રા બીજધારણા અક્ષર-,
    ન્યાસ અર્થ વિનિયોગે રે;
જે ધ્યાવે તે નવિ વંચીજે,
    ક્રિયા અવંચક ભોગે રે— પદ્૦ ૯.

શ્રુત અનુસાર વિચારી બોલું,
    સુગુરુ તથાવિધ ન મિલે રે;
કિરિયા કરી નવિ સાધિ શકિયે,
    એ વિષવાદ ચિત્ત સઘલે રે— પદ્૦ ૧૦.

તે માટે ઉભો કર જોડી,
    જિનવર આગળ કહિયે રે,

સમય ચરણુ સેવા શુદ્ધ દેજો,
જિમ આનંદઘન લહિયે રે— પદ્૦ ૧૧.



## ૨૨. શ્રીનેમિનાથજિન સ્તવન.

( રાગ–મારુણિ. )

અષ્ટ ભવાંતર વાલહી રે,
તું મુજ આતમરામ; મનરાવાલ્હા;
મુગતિ સ્રીશું આપણે રે,
સગપણુ કોઈ ન કામ— મન૦ ૧.

ઘર આવો હો વાલિમ ઘર આવો,
મારી આશાના વિશ્રામ; મન૦
રથ ફેરો હો સાજન રથ ફેરો,
સાજન ! મારા મનોરથ સાથ— મન૦ ૨.

નારી પખો શ્યો નેહલો રે ?
સાચ કહે જગનાથ; મન૦
ઈશ્વર અરધાંગે ધરી રે,
તું મુજ ઝાલે ન હાથ. મન૦ ૩.

"ગુજનની કરુણા કરી રે,
આણી હૃદય વિચાર; મન૦
માણુસની કરુણા નહીં રે !
એ કુણ ઘર આચાર ?— મન૦ ૪.

પ્રેમ કલ્પતરુ છેદિયો રે,
ધરિયો યોગ ધતૂર; મન૦
ચતુરાઇરો કુણ કહો રે,
ગુરુ મિલિયો જગ સૂર. — મન૦ ૫.

મારું તો એમાં કંઇ નહીં રે,
આપ વિચારો રાજ; મન૦
રાજસભામેં બેસતાં રે.
કિસડી બધસી લાજ ?— મન૦ ૬.

પ્રેમ કરે જગજન સહુ રે,
નિરવાહે તે ઓર, મન૦
પ્રીત કરીને છોડી દે રે,
તેસું ન ચાલે જોર— મન૦ ૭.

જો મનમાં એહવું હતું રે,
નિસપતિ કરત ન જાણ; મન૦

નિસપતિ કરીને છાંડતાં રે,
માણસ હુયે નુકસાણ— મન૦ ૮.

દેતાં દાન સંવત્સરી રે,
સહુ લહે વંછિત પોષ, મન૦
સેવક વંછિત નવિ લહે રે,
તે સેવકનો દોષ— મન૦ ૯.

સખી કહે એ સામલો રે,
હું કહું લક્ષણ સેત; મન૦
ઇણ લક્ષણ સાચી સખી રે,
આપ વિચારો હેત, મન૦ ૧૦.

રાગીસું રાગી સહુ રે,
વૈરાગી સ્યો રાગ ? મન૦
રાગ વિના કિમ દાખવો રે ?
મુગતિ-સુંદરી માગ. મન૦ ૧૧.

એક ગુણ ઘટતું નથી રે,
સઘલો જાણે લોક; મન૦
અનેકાંતિક ભોગવોરે,
બ્રહ્મચારી ગતરોગ— મન૦ ૧૨.

જિણ જોણી તુમને જોઉં રે,
    તિણ જોણી જુવો રાજ; મન૦
એક વાર મુજને જુવો રે,
    તો સીજે મુજ કાજ— મન૦ ૧૩.

મોહદશા ધરી ભાવના રે,
    ચિત્ત લહે તત્ત્વવિચાર, મન૦
વીતરાગતા આદરી રે,
    પ્રાણનાથ ! નિરધાર— મન૦ ૧૪.

સેવક પણ તે આદરે રે,
    તો રહે સેવક મામ, મન૦
આશય સાથે ચાલિયે રે,
    એહીજ રૂડું કામ— મન૦ ૧૫.

ત્રિવિધ યોગ ધરી આદર્યો રે,
    નેમનાથ ભરતાર, મન૦
ધારણ પોષણ તારણો રે,
    નવ-રસ મુગતાહાર— મન૦ ૧૬.

કારણરૂપી પ્રભુ ભજ્યો રે,
    ગણ્યો ન કાજ અકાજ; મન૦

કૃપા કરી મુજ દીજીએ રે,
આનંદઘનપદ-રાજ— મન૦ ૧૭.



## ૨૩. શ્રીપાર્શ્વજિન સ્તવન.

( રાગ–સારંગ )

ધ્રુવ પદ રામી હો સ્વામી ! માહરા,
નિ:કામી ગુણરાય; સુજ્ઞાની,
નિજગુણ કામી હો પામી તું ધણી,
ધ્રુવ આરામી હો થાય. સુજ્ઞાની— ધ્રુ૦ ૧.

સર્વવ્યાપી કહે સર્વ જાણગપણે,
પર પરિણમન સ્વરૂપ; સુજ્ઞાની
પરરૂપે કરી તત્ત્વપણું નહીં,
સ્વ સત્તા ચિદ્રૂપ. સુજ્ઞાની— ધ્રુ૦ ૨.

જ્ઞેય અનેક હો જ્ઞાન અનેકતા,
જલ-ભાજન રવિ જેમ; સુજ્ઞાની
દ્રવ્ય એકત્વપણે ગુણ એકતા,
નિજપદ રમતા હો ખેમ. સુજ્ઞાની— ધ્રુ૦ ૩,

પર ક્ષેત્રે ગત જ્ઞેયને જાણવે,
    પરક્ષેત્રે થયું જ્ઞાન; સુજ્ઞાની
અસ્તિપણું નિજક્ષેત્રે તુમે કહ્યો,
    નિર્મલતા ગુણમાન. સુજ્ઞાની— ધ્રુ૦ ૪.

જ્ઞેય વિનાશી હો જ્ઞાન વિનશ્વર,
    કાલ પ્રમાણે રે થાય; સુજ્ઞાની
સ્વકાલે કરી સ્વસત્તા સદા,
    તે પર રીતે ન જાય. સુજ્ઞાની— ધ્રુ૦ ૫.

પરભાવે કરી પરતા પામતા,
    સ્વસત્તા થિરઠાણ; સુજ્ઞાની
આત્મ ચતુષ્કમયી પરમાં નહીં,
    તો કિમ સહુનો રે જાણ ? સુજ્ઞાની— ધ્રુ૦ ૬.

અગુરુલઘુ નિજ ગુણને દેખતાં,
    દ્રવ્ય સકલ દેખંત; સુજ્ઞાની
સાધારણ ગુણની સાધર્મ્યતા,
    દર્પણ જલ દૃષ્ટાંત, સુજ્ઞાની— ધ્રુ૦ ૭.

શ્રી પારસ જિન પારસ રસ સમો,
    પણ ઇહાં પારસ નાહિં; સુજ્ઞાની

પુરણ રસિયો હો નિજ ગુણપરસનો,
    આનંદઘન મુજ માંહિ. સુગ્યાની— ધ્રુ૦ ૮.



( ૨ )

( રાગ–મલ્હાર. )

પાસ જિન તાહરા રૂપનું, મુજ પ્રતિભાસ કેમ હોય રે ?
તુજ મુજ સત્તા એકતા,
    અચલ વિમલ અકલ જોય રે— પાસ૦ ૧.
મુજ પ્રવચન પક્ષથી, નિશ્ચય ભેદ ન કોય રે;
વ્યવહારે લખી દેખીએ,
    ભેદ પ્રતિભેદ બહુ લોય રે— પાસ૦ ૨:
બંધન મોખ નહીં નિશ્ચયે, વ્યવહારે ભજ દોય રે;
અખંડિત અબાધિત સોય કદા,
    નિત અબાધિત સોય રે— પાસ૦ ૩.
અન્વય હેતુ વ્યતિરેકથી, અંતરો તુજ મુજ રૂપ રે;
અંતર મેટવા કારણે,
    આત્મસ્વરૂપ અનૂપ રે— પાસ૦ ૪,
આતમતા પરમાત્મતા, શુદ્ધનય ભેદ ન એક રે;
અવર આરોપિત ધર્મ છે,
    તેહના ભેદ અનેક રે— પાસ૦ ૫.

ધરમી ધરમથી એકતા, તેહ મુજ રૂપ અભેદ રે;
એક સત્તા લખ એકતા,
  કહે તે મૂઢમતિ ખેદ રે— પાસ૦ ૬.
આતમધરમ અનુસરી, રમે જે આતમરામ રે;
આનંદઘન પદવી લહે,
  પરમ આતમ તસ નામ રે— પાસ૦ ૭.



(૩)

પ્રણમું પદપંકજ પાર્શ્વના,
  જસવાસના અગમ અનૂપ રે;
મોહ્યો મન મધુકર જેહથી,
  પામે નિજ શુદ્ધ સ્વરૂપ રે— પ્રણમું૦ ૧.
પંક કલંક શંકા નહીં,
  નહીં ખેદાદિક દુઃખ દોષ રે;
ત્રિવિધ અવંચક જોગથી,
  લહે અધ્યાતમ સુખ પોષ રે— પ્રણમું૦ ૨.
દુરંદશા દૂરે ટળે,
  ભજે મુદિતા મૈત્રી ભાવ રે;

વર્તે નિત્ય ચિત્ત મધ્યસ્થતા,
    કરુણામય શુદ્ધ સ્વભાવ રે— પ્રણમું૦ ૩.
નિજ સ્વભાવ સ્થિર કર ધરે,
    ન કરે પુદ્‌ગલની ખેંચ રે;
સાખી હુઇ વર્તે સદા,
    ન કદા પરભાવ પ્રપંચ રે— પ્રણમું૦ ૪.
સહજ દશા નિશ્ચય જગે,
    ઉત્તમ અનુપમ રસ રંગ રે;
રાચે નહીં પરભાવસું,
    નિજભાવશું રંગ અભંગ રે— પ્રણમું૦ ૫.
નિજગુણ સબ નિજમેં લખે,
    ન ચખે પરગુણની રેખ રે;
ખીર નીર વિવરો કરે,
    એ અનુભવ હંસસુ પેખ રે— પ્રણમું૦ ૬.
નિર્વિકલ્પ ધ્યેય અનુભવે,
    અનુભવ અનુભવની પ્રીત રે;
ઓર ન કબહું લખી શકે,
    આનંદઘન પ્રીત પ્રતીત રે— પ્રણમું૦ ૭.



## ૨૪. શ્રીમહાવીરજિન સ્તવન.

( રાગ—ધન્યાશ્રી )

વીરજીને ચરણે લાગું, વીરપણું તે માગું રે;
મિથ્યા મોહ તિમિર ભય ભાગું,
  જિત નગારું વાગ્યું રે— વીર૦ ૧.
છદ્મસ્થ વીરય લેસ્યા સંગે, અભિસંધિજ મતિ અંગે રે;
સૂક્ષ્મ થૂલ ક્રિયાને રંગે,
  યોગી થયો ઉમંગે રે— વીર૦ ૨.
અસંખ્ય પ્રદેશે વીર્ય અસંખે, યોગ અસંખિત કંખે રે;
પુદ્ગલ ગણુ તેણે લેશુ વિશેષે,
  યથાશક્તિ મતિ લેખે રે— વીર૦ ૩.
ઉત્કૃષ્ટે વીરયને વેસે, યોગ ક્રિયા નવિ પેસે રે;
યોગીત ધ્રુવતાને લેસે,
  આતમશક્તિ ન ખેસે રે— વીર૦ ૪.
કામ વીર્ય વશે જિમ ભોગી, તેમ આતમ થયો ભોગી રે;
સૂરપણે આતમ ઉપયોગી,
  થાય તેહ અયોગી રે— વીર૦ ૫.
વીરપણું તે આતમ ઠાણે, જાણ્યું તુમચી વાણે રે;

ધ્યાન વિનાણે શક્તિ પ્રમાણે,
    નિજ ધ્રુવ પદ પહિચાણે રે— વીર૦ ૬.
આલંબન સાધન જે ત્યાગે, પર પરિણતિને ભાગે રે,
અક્ષય દર્શન જ્ઞાન વૈરાગે,
    આનંદઘન પ્રભુ જાગે રે— વીર૦ ૭.



( ૨ )

ચરમ જિણેસર વિગત સ્વરૂપનું રે,
    ભાવું કેમ સ્વરૂપ ?
સાકારી વિણુ ધ્યાન ન સંભવે રે,
    એ અવિકાર અરૂપ— ચરમ૦ ૧.
આપ સ્વરૂપે આતમમાં રમે રે,
    તેહના ધુર બે ભેદ;
અસંખ ઉક્કોસે સાકારી પદે રે,
    નિરાકારી નિરભેદ— ચરમ૦ ૨.
સૂખમ નામ કરમ નિરાકાર જે રે,
    તેહ ભેદે નહીં અંત;
નિરાકાર જે નિગતિ કર્મથી રે,
    તેહ અભેદ અનંત— ચરમ૦ ૩.

રૂપ નહીં કદયે બંધન ઘટયું રે ?
　　બંધન મોક્ષ ન કોય;
બંધ મોખવિણુ સાદિ અનંતનું રે,
　　ભંગ સંગ કેમ હોય ?— ચરમ૦ ૪.

દ્રવ્યવિના તેમ સત્તા નવિ લહે રે,
　　સત્તાવિણુ શ્યો રૂપ ?
રૂપવિના કેમ સિદ્ધ અનંતતા રે ?
　　ભાવું અકલ સ્વરૂપ— ચરમ૦ ૫.

આતમતા પરિણુતિ જે પરિણુમ્યા રે.
　　તે મુજ ભેદાભેદ;
તદાકારવિણુ મારા રૂપનું રે,
　　ધ્યાવું વિધ પ્રતિષેધ— ચરમ૦ ૬.

અંતિમ ભવગહણે તુજ ભાવનું રે.
　　ભાવશું શુદ્ધ સ્વરૂપ;
તદયેં આનંદઘનપદ પામશું રે,
　　આતમરૂપ અનૂપ— ચરમ૦ ૭.



( ३ )

વીર જિનેશ્વર પરમેશ્વર જયો,
    જગતજીવન જિન ભૂપ;
અનુભવ મિત્તેરે ચિત્તે હિત કરી,
    દાખવ્યું તાસ સ્વરૂપ— વીર० १.

જેહ અગોચર માનસ વચનને,
    તેહ અતિંદ્રિયરૂપ;
અનુભવ મિત્તે રે વ્યાતિ શકિતશું,
    ભાખ્યું તાસ સ્વરૂપ— વીર० २.

નય નિક્ષેપે રે જે ન જાણિયે,
    નવિ જિહાં પ્રસરે પ્રમાણુ;
શુદ્ધ સ્વરૂપે રે તે બ્રહ્મ દાખવે,
    કેવળ અનુભવ ભાણુ— વીર० ३.

અલખ અગોચર અનુપમ અર્થનો,
    કોણુ કહી જાણે રે ભેદ;
સહજ વિશુદ્ધયે રે અનુભવ વયણુ જે,
    શાસ્ત્ર તે સયલા રે ખેદ— વીર० ४.

દિશિ દેખાડી રે શાસ્ત્ર સવિ રહે,
  ન લહે અગોચર બાત;
કારજ સાધક બાધક રહિત જે,
  અનુભવ મિત્ત વિખ્યાત— વીર૦ ૫.

અહો ચતુરાઈ રે અનુભવ મિત્તની,
  અહો તસ પ્રીત પ્રતીત,
અંતરજામી સ્વામી સમીપ તે,
  રાખી મિત્રસું રીત— વીર૦ ૬.

અનુભવ સંગે રે રંગે પ્રભુ મલ્યા,
  સફલ ફલ્યા સવિ કાજ;
નિજપદ સંપદ જે તે અનુભવે,
  આનંદઘન મહારાજ— વીર૦ ૭



આશય આનંદઘનતણો, અતિ ગંભીર ઉદાર;
બાળ બાંહ્ય પસારી જેમ, કહે ઉદધિ વિસ્તાર.

સમાપ્ત.

# અધ્યાત્મરસિક પંડિત શ્રી દેવચંદ્રજી.[1]



મારવાડના વીકાનેર પાસેના એક ગામડામાં ઓસવાલવંશીય શાહ તુલસીદાસજી વસતા હતા. તેને ધનબાઈ નામની ભાર્યા હતી. ઉપાધ્યાય રાજસાગર આવતાં તેણીએ કહેલું કે પોતાને જો પુત્ર થશે તો તે તેને ભાવપૂર્વક વહોરાવશે. જેમ જેમ ધનબાઇને દિવસ ચડતા ગયા તેમ તેમ તેને સુંદર સ્વપ્નો આવવાં લાગ્યાં. ખરતરગચ્છના આચાર્યશ્રી જિનચંદ્રસૂરિને આ દંપતીએ સ્વપ્નો જણાવ્યાં, તે પરથી સ્વપ્નશાસ્ત્રાધારે સૂરિએ જણાવ્યું કે–તમને એક મહાન પુત્ર થશે; કાં તો તે છત્રપતિ અને કાં તો તે પત્રપતિ થશે–દીક્ષા લેશે. વિ. સં. ૧૭૪૬ માં પુત્ર જન્મ્યો અને નામ **દેવચંદ** આપ્યું. તે આઠ વર્ષનો થયો ત્યારે રાજસાગર વાચક પધાર્યા. દેવ-

---

૧ શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઈના વિદ્વત્તાપૂર્ણ લેખના સારરૂપ આ ટૂંક જીવનચરિત્ર અત્ર દાખલ કરેલ છે અને તે માટે તેમનો આભારી છું.

ચંદને માતાપિતાએ વહોરાવ્યો. શુભ મુહૂર્તે ગુરુએ સં. ૧૭૫૬ માં દીક્ષા આપી ને નામ **રાજવિમલ** રાખ્યું. તેમણે શાસ્ત્રાભ્યાસ શરૂ કર્યો. ષડાવશ્યક, સુત્રો, જૈનેતર શાસ્ત્રો, પંચકાવ્ય, જ્યોતિષ, મહાન આચાર્યોના ગ્રંથો આદિ અનેક શાસ્ત્રોની જૈન આમ્નાયથી સુગંધ લઈ શ્રુતજ્ઞાન મેળવ્યું. શ્રીમદ્ દેવચંદ્રજીએ મુલતાનમાં સં. ૧૭૬૬ ના વૈશાખમાં ધ્યાનદીપિકા લખી. ૧૭૬૭ ના પોષ માસમાં દ્રવ્ય પ્રકાશ બનાવ્યો. ૧૭૭૪ માં રાજસાગરવાચક દેવલોક થયા. પછી ૧૭૭૭ માં આગમસાર નામનો ગદ્ય ગ્રંથ લખ્યો. તે ઘણી ઊંચી કૃતિ છે. તેઓ ૧૭૭૭ માં ગુજરાતમાં આવી પાટણમાં પધાર્યા. ત્યાં તેમણે સહસ્ત્રકૂટનાં નામો દર્શાવ્યા. આ પ્રસંગથી શ્રીમદ્ દેવચંદ્રજી અને જ્ઞાનવિમલસૂરિ વચ્ચે પ્રીતિ જામી. ત્યાં તેમની ખ્યાતિ વધી. આ સમયે જૈન માર્ગમાં બહુ શિથિલતા આવી ગઇ હતી તેથી ક્રિયોદ્ધાર કર્યો; અપરિગ્રહ ઉપર બહુ ભાર મૂકયો પછી અમદાવાદ પધાર્યા, ત્યાં તેમણે ભગવતીસૂત્રની વાચના

કરી; પછી તેમણે ખંભાત, પાલીતાણા, અમદાવાદ વગેરે સ્થળોએ વિહાર કર્યો હતો. તે અરસામાં દરેક સ્થળે જીર્ણોદ્ધાર કરાવ્યો. તેઓશ્રી એવા વિશાળ હૃદયના હતા કે પોતે ખરતરગચ્છના સાધુ છતાં તપાગચ્છીય વિવેકવિજય મુનિને તેમણે શાસ્ત્રાભ્યાસ કરાવ્યો હતો.

તે સમયે અમદાવાદનો સૂબો રત્નસિંહ ભંડારી હતો. તે શ્રીમદ્ દેવચંદ્રજી પાસે અવારનવાર આવતો હતો. તેવામાં ત્યાં મૃગી ઉપદ્રવ—રોગચાળો ચાલ્યો, તે ભંડારી અને મહાજનની વિનતિથી ગુરુએ શમાવ્યો. અમદાવાદ ઉપર રણકુંજી મોટા સૈન્ય સહિત ચડી આવ્યો. ભંડારી ગભરાયો. ગુરુ પાસે દુઃખ રડયો. ગુરુએ નિશ્ચિન્ત રહેવા કહ્યું અને યુદ્ધમાં ભંડારી જીત્યો. ધોળકાવાસી જયચંદ શેઠે એક યોગીને ગુરુ પાસે આણ્યો. તેને ગુરુએ ઉપદેશ આપી જૈન બનાવ્યો. પછી ૧૭૯૫ માં પાલીતાણે રહેલા. પછી ૧૭૯૬–૯૭ માં નવાનગરમાં રહ્યા હતા. ત્યાં તેમના શાસ્ત્રપ્રવચનથી કેટલાક સત્ય જૈન માર્ગ સમજ્યા.

ત્યાં હિન્દુ-મુસલમાનને કજિયો હતો તે શાન્ત કર્યો અને જૈન મંદિર જે મુસલમાનોના કબજામાં હતું તે જૈનોને પાછું અપાવ્યું. ત્યાંના દરબારને પ્રતિબોધ્યા. ત્યારપછી પાલીતાણે અને ફરી નવાનગરે પધાર્યા. પછી ૧૮૦૨-૩ માં રાણાવાવ રહેલા. ત્યાંના રાણાને ભગંદર રોગ હતો .તે આ મહાપુરુષની કૃપાએ શમ્યો. પછી સં. ૧૮૦૪ માં ભાવનગર પધારેલા. તેમના વ્યાખ્યાન-ઉપદેશથી ઠાકરશી મેતા મૂર્તિપૂજક જૈન થયા હતા. તે વખતના ભાવનગરના શ્રી ભાવસિંહજી ( ૧ લા ) મહારાજાને જૈન ધર્મ પ્રત્યે પ્રીતિવાન બનાવ્યા હતા. આ શહેરમાં શ્રીમદ્દે વીર જિનવર નિર્વાણની ઢાળો રચી ત્યાંથી તે જ વર્ષમાં પાલીતાણા જઈ ત્યાંનો મૃગી નામનો રોગચાળો દૂર કર્યો. ૧૮૦૫ અને ૧૮૦૬ માં લીંબડી રહી ત્યાંના આગેવાન શેઠને શાસ્ત્રાભ્યાસ કરાવ્યો. પછી ધ્રાંગધ્રા, ચૂડા ગયેલા. ૧૮૦૯-૧૦ માં ગુજરાતમાં ચોમાસા કર્યા. ૧૮૧૦ માં ફરીથી પાલીતાણે સંઘમાં પધાર્યા. ૧૮૧૧ માં લીંબડીમાં પ્રતિષ્ઠા કરી

અને વઢવાણમાં કેટલાકોને જૈન ધર્મનો સાચો માર્ગ બતાવ્યો ને તેથી ત્યાં ઘણાં ભક્તિ-રસિક થયા. મનરૂપજી, વિજયચંદજી વગેરે તેમના શિષ્યો હતા. દેવચંદ્રજીને ગચ્છાધિપતિએ 'વાચક' પદ આપ્યું.

શ્રી દેવચંદ્રજી ઉત્તમ તત્ત્વજ્ઞાનમય વ્યાખ્યાન આપતા હતા. તેમણે શ્વેતામ્બરીય ગ્રંથોનો અભ્યાસ કરવા ઉપરાંત દિગંબરીય શાસ્ત્ર-ગોમટ્ટસારાદિ વાંચ્યા હતા. તેમણે ગુજરાત ઉપરાંત વીકાનેર, મુલતાનમાં ચોમાસા કર્યા હતા. તેમણે નવા ગ્રંથ ટીકા સહિત કર્યા છે. તેના નામ-દેશનાસાર ( અપ્રકટ ), નયચક્રસાર, જ્ઞાનસાર અષ્ટક ઉપર જ્ઞાનમંજરી નામે સંસ્કૃત ટીકા, કર્મગ્રંથ પર ટીકા, વિચારસાર વગેરે. આ દેવચંદ્રજી મહારાજ અમદાવાદમાં દોશીવાડાની પોળમાં બિરાજતા હતા ત્યાં એક દિન વાયુપ્રકોપથી વમનાદિ થતાં-વ્યાધિ થતાં પોતાના શિષ્યોને બોલાવી શિક્ષા આપી કે-સૂરિજીની આજ્ઞામાં રહેજો, સમયાનુસાર વિચરજો, પગ પ્રમાણે સોડ તાણી સંઘની આજ્ઞા ધરજો.' પછી દશવૈકાલિક, ઉત્તરાધ્યયન સૂત્રોનાં અધ્યયન સાંભળતાં,

અરિહંતનું ધ્યાન ધરતાં વિ. સં. ૧૮૧૨ ના ભાદ્રપદ અમાવાસ્યાને દિને રાત એક પ્રહર જતાં વાચક શ્રી દેવચંદ્રજી દેવગતિ પામ્યા.

રાસકર્તા કહે છે કે તેઓ 'આસનસિદ્ધ હતા ને અનુમાને જો દરેક ભવમાં આરંભમાં ભાવથી કર્મનો ધ્વંસ કરતા રહી ધર્મ–યૌવનમાં જ જીવન સતત ગાળશે તો સાત આઠ ભવે સિદ્ધિને વરશે.'

વિશેષમાં કર્તા રાસના પ્રારંભમાં શ્રી દેવચંદ્રજીમાં જે ૨૨ ગુણો જણાવે છે તે નોંધવા લાયક છે. ૧ સત્ય વક્તા, ૨ બુદ્ધિમાન, ૩ જ્ઞાનવંત, ૪ શાસ્ત્રવ્યાખ્યાની, ૫ નિષ્કપટી, ૬ અક્રોધી, ૭ નિરહંકારી, ૮ સૂત્ર-નિપુણ, ૯ અન્ય શાસ્ત્રના જાણકાર, ૧૦ દાનેશ્વરી (દીન ઉપર ઉપકાર કરનારા), ૧૧ વિદ્યાદાનના પ્રેમી, ૧૨ પુસ્તક–સંગ્રાહક, ૧૩ વાચકપદ પ્રાપ્ત, ૧૪ વાદીજીપક, ૧૫ નૂતન ચૈત્યકારક, ૧૬ વચનાતિશયવાળા, ૧૭ રાજેન્દ્રપ્રધાનપૂજિત, ૧૮ મારી-ઉપદ્રવનાશક, ૧૯ સુવિખ્યાત, ૨૦ ક્રિયોધ્ધારક, ૨૧ મસ્તકમાં મણિધારક, ૨૨ પ્રભાવક, આમાંના ઘણાંક



વિશેષણો પ્રાયઃ યોગ્ય અને સાર્થક ગણી શકાય. હવે સ્વતંત્ર રીતે શ્રીમદ્ દેવચંદ્રજી મહારાજ સંબંધી જુદી જુદી હકીકતો જુદી જુદી દૃષ્ટિથી જોશું.

શ્રી દેવચંદ્રજીએ પોતે રચેલા ગ્રંથોમાં પોતાનું દીક્ષા-નામ 'રાજવિમલ' ક્યાંય પણ વાપર્યું દેખાતું નથી. દેવચંદ્રજી તત્ત્વવેત્તા ગણાય છે અને તેના તત્ત્વ-જ્ઞાનની કઠિનતા જ્યાં ત્યાં દૃષ્ટિગોચર થાય છે. તેમણે ચોવીશી રચી છે તેમાં પોતાની દૃષ્ટિએ તત્ત્વ-જ્ઞાન ફૂટી ફૂટીને ભર્યું છે, તેથી તે સમજાવવાને પોતાને સ્વોપજ્ઞાનનો બાલાવબોધ રચવો પડ્યો. વીશ વિહરમાન જિન પરનાં વીશ સ્તવનો ઓછા તત્ત્વજ્ઞાનવાળાં અને ઓછાં કઠિન છે. આથી પોતાના કાવ્યમાં પ્રાસાદિક ગુણ સહજ ભભૂકી ઊઠતો નથી. જ્યારે શ્રી યશોવિજયજી વગેરેની ચોવીશી આદિ સ્તવનો લોકો સમજી તેમાં સરલતાથી આનંદ લઈ શકે તેવા છે. શ્રીમદ્ આનંદઘનના સ્તવનોમાં લોકો સમજી શકે તેવા કાવ્યતત્ત્વવાળી ફિલસુફી અનુપમેય ભરી છે; છતાં પણ દેવચંદ્રજીનું પ્રાસાદિક કવિપણું તદ્દન

અસિદ્ધ થઇ શકતું નથી. ક્યાંક ક્યાંક તો તે એવું સુંદર દર્શન આપે છે કે આપણે બે ઘડી મુગ્ધ થઇ જઇએ. તેમણે વીર જિનવર નિર્વાણુની ઢાળોમાં 'ગૌતમવિલાપ' વિષય ટૂંકમાં આત્મશ્રેણિ બતાવી મધુરતાથી કહ્યો છે. તેવી જ ગજસુકુમાલ મુનિની સજ્ઝાય બનાવી છે. તેમણે બીજા ઘણા સ્તવનો, ઢાળો વગેરે બનાવ્યાં છે અને તેમાં રાગની જુદી જુદી દેશીઓના રાગ મૂકયા છે, તેથી તેમણે ઘણું સાહિત્ય વાંચ્યું હશે તેમ લાગે છે. તેમના ગ્રંથોની રચના સંબંધમાં શ્રી જ્ઞાનસારજી કહે છે કે—' આત્મ-સ્વરૂપનું કથન કરતાં ગટરપટરપણું આવે છે એટલે કે આગળનું પાછળ અને પાછળનું આગળ એમ થાય છે. વિચારની સાંકળ બરાબર રહેતી નથી, તેમાં પુનરુક્તિ દોષ પણ થઇ જાય છે.'

ગુજરાતમાં કહેવત છે કે ' આનંદઘન ટંક-શાળી, જિનરાજસૂર બાબા તો અવધ્યવચની, ઉ૦ યશોવિજય જ્ઞાનરહુનરિયા, ( પોતે ધાર્યો તે જ ઉથાપ્યો ), ઉ૦ દેવચંદ્રજી ગટર-

પટરિયા, મોહનવિજય પન્યાસ તે લટકાળા.'
શ્રીમદ્ દેવચંદ્રજીને ભાષાપ્રેમ હતો તેથી તેમણે સંસ્કૃત ટીકાવાળા ગ્રંથો ઉપરાંત વ્રજ અને ગુજરાતી ભાષામાં કેટલાંક કાવ્યો રચ્યાં છે.

પોતે દશ વર્ષની કુમારવયે દીક્ષા લઇ જીવનપર્યંત બ્રહ્મચર્યસ્થ સાધુજીવન ગાળ્યું; એ બ્રહ્મચર્ય, એ સંયમ, આત્માના ઊંચા પરિણામ કરી તેને ઉચ્ચ ભૂમિકા પર લઈ જવામાં ઓછા કારણરૂપ નથી. મહાત્મા ગાંધીજી કહે છે કે-'બ્રહ્મચર્ય એટલે સર્વ ઇંદ્રિયો ઉપર સંપૂર્ણ કાબુ. જે પૂર્ણ બ્રહ્મચારી છે તેને માટે આ સંસારમાં કશું જ અસાધ્ય નથી. મન, વાણી અને કર્મથી સંપૂર્ણ સંયમ પાળ્યા વિના આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત ન જ થઇ શકે.' સંયમ સાથેનું શાસ્ત્રજ્ઞાન શોભે છે અને અધ્યાત્મ માર્ગ પર લઇ જાય છે. તેમને વર્તમાન આગમ અને જિન ધર્મ પર અનન્ય પ્રતીતિ હતી. તેમણે સમ્યકૃત્વ પર એક સુંદર સજઝાય રચી છે જે:—

સમકિત નવિ લહ્યું રે, એ તો રૂલ્યો ચતુર્ગતિમાંહિ.

આમાં શ્રીમદ્ દેવચંદ્રજીએ સ્પષ્ટ જણાવ્યું છે કે સમ્યગ્દર્શન વગરની સર્વ ક્રિયાઓ ભ્રમણારૂપ છે. તેઓ ખરતરગચ્છના સાધુ હતા. તે સમયમાં ઘણા ગચ્છ વધ્યા હતા, પણ તેમને ગચ્છનું મમત્વ હતું નહિ તે આપણે પાછળ જોઇ ગયા છીએ અને વળી તેમણે શ્રી ચંદ્રાનન પ્રભુના સ્તવનમાં પોતાના વિચારો પ્રકાશ્યા છે. વળી તેમણે કહ્યું છે કે:—

નામ–જૈન જન બહુત છે, તિણથી સિદ્ધ ન કાંય;
સમ્યગ્જ્ઞાની શુદ્ધ મતિ, ભાવ જૈન શિવરાય.

તેમણે દ્રવ્યનિક્ષેપા ઉપર બહુ કહ્યું છે. તેને માટે શ્રીમદ્ દેવચંદ્રના ગ્રંથોનું વાંચન કરવું જોઇએ. પોતે ગચ્છમાં રહેવા છતાં પોતાનું હૃદય, જે ધન્ય મુનિવરો ગૃહનો ત્યાગ કરી, સ્નેહને છેદી, નિઃસંગ વનવાસ સેવે, તપશ્ચર્યા આદરે અને તેમાં અભિગ્રહો લીધાં જ કરે, જે ધન્ય મુનીંદ્રો ગચ્છ–ગુફા આદિ આશ્રય તજી જિનકલ્પ આદરી, અફંદી થઇ, પરિહારવિશુદ્ધિ તપ તપે–તેઓશ્રીને અભિનંદતું–વંદતું. ‘ આ પંચમકાલમાં શ્રુતબલ ઘટયું છે તો પણ શ્રુત જ આધાર છે ’ એ સ્વીકારી, આ પંચમકાલે

એકાકીપણું, જિનકલ્પ–વ્યવહાર, વનવાસ, દુર્ઘટ અને ખાંડાની ધારરૂપ અશક્ય છે ત્યાં ગચ્છમાં રહી એ શ્રુતભાવના સાથે અન્ય ચાર નામે તપભાવના, સત્ત્વભાવના, એકતાભાવના અને સુતત્ત્વભાવના ભાવવી એ હિતકર છે.

શ્રુતભાવના મન થિર કરે, ગળે ભવનો ખેદ;
તપભાવના કાયા દમે, વામે વેદ ઉમેદ.
સત્ત્વભાવ નિર્ભય દશા, નિજ લઘુતા એકભાવ;
તત્ત્વભાવના આત્મગુણ, સિદ્ધ સાધના દાવ.

ટૂંકમાં કહેવાનું કે—

પર સંજોગથી બંધ છે રે, પર વિયોગથી મોક્ષ;
તેણે તજી પર–મેલાવડો રે, એકપણો નિજ પોષ રે.

તેઓ શ્રીમદ્ ઉપાધ્યાયજી યશોવિજયજી પર આફરીન હતા તેથી તેમણે જ્ઞાનસાર પર જ્ઞાનમંજરી નામની સંસ્કૃત ટીકા રચી છે અને તેમાં ઉપાધ્યાયજીને બહુ ઉત્તમ વિશેષણો આપ્યા છે. અને પોતાના ગ્રંથોમાં તેમના આધારો આપ્યા છે. વિચારરત્નસારના ૮૧ મા પ્રશ્નોત્તરમાં જણાવ્યું છે કે:—
'આત્મદર્શન જેણે કર્યું, તેણે મુંક્યો ભવ ભય કૂપ રે.' એમ શ્રી યશોવિજયજીએ કહ્યું છે; આની સાથે ને સાથે

જણાવ્યું છે કે 'પ્રવચન-અંજન જો સદ્ગુરુ કરે, દેખે પરમ નિધાન જિનેશ્વર' એવું શ્રી લાભાનંદજીએ પણ કહ્યું છે-આ પરથી તે લાભાનંદજી તેજ આપણા આનંદઘનજી સિદ્ધ થાય છે. આમ આનંદઘનજી અને યશોવિજયજીને પૂજ્ય મહાપુરુષ ગણી તેમના અવતરણો પોતાના ગ્રંથોમાં લીધા છે. તેમણે અમૂર્તિપૂજક જૈનોના મંતવ્યના ઉત્તરરૂપ પ્રતિમા-પુષ્પ પૂજા-સિદ્ધિ નામનો ગદ્ય લેખ લખેલ છે. તેમણે દિગંબરગ્રંથોનું પણ વાંચન કરેલું તેમનક્કીથાય છે, કેમકે તેમણે તેમના ગ્રંથોમાં દિગંબરી ગ્રંથોના નામ આધાર તરીકે આપેલા છે. તેમજ જૈનેતર ગ્રંથોનું વાચન પણ વિશાલ હતું; આમ છતાં પણ પોતાનામાં અતિ લઘુભાવ-નમ્ર સ્વભાવ હતો. પોતે કહે છે કે:—

કવિતાતણો અભિમાન નહિ, કીર્ત્તિ-ઇચ્છા કોઇ નહિ;
ગ્રંથ ઉક્તિ જે માહરી, કેવલ બોધન ચાહિ.

જિનમુદ્રા સંબંધમાં શ્રીમદ્ દેવચંદ્રે કહ્યું છે કે:—

પ્રભુ મુદ્રાનો યોગ, પ્રભુ પ્રભુતા લખે હો લાલ, પ્રભુ૦
દ્રવ્યતણે સાધર્મ્ય, સ્વસંપત્તિ ઓલખે હો લાલ; સ્વ૦

ઓળખતાં બહુ માન, સહિત રુચિ પણ વધે હો લાલ,સ૦
રુચિ અનુયાયી વીર્ય, ચરણ ધારા સધે હો લાલ. ચરણ૦

અર્થઃ—પ્રભુની મુદ્રા દીઠે પ્રભુની પ્રભુતા ભાસે, તે પ્રભુતા પોતામાં જાણે, પછી તે પ્રકટ કરવાની રુચિ ઉપજે, તેથી રુચિનું વીર્ય તથા ચારિત્રરૂપ રમણ તે પણ તે દિશાએ સંધાય-સિદ્ધતા પ્રગટે.

તેમનામાં પ્રભુ પ્રત્યેની અનન્ય ભક્તિ હતી તે તેમના આ શ્રી સુવિધિનાથ પ્રભુના તથા શ્રી વાસુપૂજ્ય પ્રભુના સ્તવન ઉપરથી જણાઇ આવે છે. તેઓશ્રી ૨૧ મા અતીત જિન પ્રભુના સ્તવનમાં કહી ગયા છે કે સેવા કરવી તે વિધિપૂર્વક કરવી અને તેના ફળની ઇચ્છા ન રાખવી. ફળની યાચના તે તો ભાડૂતી ભક્તિ ગણાય. તેમનામાં અધ્યાત્મરસિકતા હતી, અને તે યૌવનાવસ્થાથી જ હતી એમ પ્રતીત થાય છે, કેમકે દ્રવ્ય પ્રકાશમાં કહ્યું છે કે–' પારમાર્થિક–નિશ્ચય નય ઉપાદેય કરી શુદ્ધ બ્રહ્મ–પરમાત્માના ગુણ, લક્ષણ જાણી જ્ઞાનામૃત–રસલીન થઇ અધ્યાત્મશૈલ માન્ય રાખે તે જ ખરો જૈન. તેથી જ મોહ ભ્રમણ ન કરતાં શિવમાર્ગની પ્રાપ્તિ થશે. વળી

અધ્યાત્મપરની રસિકતા તો તેમણે રચેલ અધ્યાત્મ ગીતા પરથી જ જણાય છે. તેમાં પોતે ધર્મ-ભાવ અધ્યાત્મ શેને માને છે તેપર કહે છે કેઃ—

આત્મગુણ રક્ષણા તેહ ધર્મ,
સ્વગુણ વિધ્વંસણા તે અધર્મ;
ભાવ અધ્યાત્મ અનુગત પ્રવૃત્તિ
તેહથી હોય સંસાર છિત્તિ.

તેમણે બીજી સજઝાયો બનાવી છે તેમાં પણ તેમની અધ્યાત્મદૃષ્ટિ દેખાય છે. આ સર્વમાં તેમનો પરમ શ્રુતાભ્યાસ, દીર્ઘચિંતન, આત્મયોગ સ્થળે સ્થળે દેખાઈ આવે છે. તેઓ પોકારીને કહે છે કે જૈન ધર્મમાં અધ્યાત્મમાર્ગ ભર્યો છે. વળી તેઓને ધ્યાન પર અતિ પ્રેમ હતો, તે તેમના વાચન કથન અને વર્તન ઉપરથી જણાઇ આવે છે. આવા મહાપુરુષની ચોવીશી અત્રે પ્રગટ કરતાં આનંદ થાય છે. તેનું વાંચન, મનન અને નિદિધ્યાસન કરી સૌ આત્માને ઉન્નત કરો તેમ ભાવના ભાવતો—

શ્રાવણ પૂર્ણિમા
વિ. સં. ૧૯૮૯

સંગ્રાહક સેવક,
ભાયાણી હરિલાલ જીવરાજભાઇ
કાપડિયા—ભાવનગર.

॥ ॐ अर्हम् ॥

# શ્રીમદ્ દેવચંદ્રજી ચોવીશી.

## (૧) શ્રી ઋષભજિન સ્તવન.

નિંદ્રડી વેરણ હુઇ રહી—એ દેશી.

ઋષભ જિણંદસું પ્રીતડી,
  કિમ કિજે હો કહો ચતુર વિચાર;
પ્રભુજી જઇ અલગા વસ્યા,
  તિહાં કણે નવિ હો કોઈ વચન ઉચ્ચાર—ઋ૦ ૧.
કાગલ પણ પહોંચે નહિ,
  નવિ પહોંચે હો તિહાં કો પરધાન;
જે પહોંચે તે તુમ સમો,
  નવિ ભાખે હો કોનો વ્યવધાન—ઋ૦ ૨.
પ્રીતિ કરે તે રાગિયા,
  જિનવરજી હો તુમે તો વીતરાગ;
પ્રીતડી જેહ અરાગીથી,
  ભેળવવી તે હો લોકોત્તર માગ—ઋ૦ ૩.

## ( ૩ ) શ્રી સંભવ જિન સ્તવન.

ધરણા રે ઢોલા, એ દેશી.

શ્રી સંભવ જિનરાજજી રે,
તાહરૂં અકલ સ્વરૂપ; જિનવર પૂજો.
સ્વપરપ્રકાશક દિનમણિ રે,
સમતા રસનો ભૂપ. જિનવર પૂજો.
પૂજો પૂજો રે ભવિક જિન પૂજો,
હાંરે પ્રભુ પૂજ્યા પરમાનંદ—જિનવર પૂજો. ૧.
અવિસંવાદ નિમિત્ત છો રે,
જગત જંતુ સુખકાજ; જિનવર પૂજો.
હેતુ સત્ય બહુમાનથી રે,
જિન સેવ્યા શિવરાજ—જિનવર પૂજો. ૨.
ઉપાદાન આતમ સહી રે, પુષ્ટાલંબન દેવ; જિ.
ઉપાદાન કારણપણે રે, પ્રગટ કરે પ્રભુ સેવ–જિ. ૩.
કાર્ય ગુણ કારણપણે રે, કારણ કાર્ય અનુપ; જિ
સકલ સિદ્ધતા તાહરી રે. માહરે સાધન રૂપ–જિ ૪.
એકવાર પ્રભુ વંદના રે, આગમ રીતે થાય; જિ.
કારણ સત્યે કાર્યની રે, સિદ્ધિ પ્રતીત કરાય–જિ. ૫.

પ્રભુપણે પ્રભુ ઓલખી રે,અમલ વિમલ ગુણગેહ; જિ.
સાધ્ય દ્રષ્ટિ સાધકપણે રે, વંદે ધન્ય નર તેહ—જિ. ૬.
જન્મ કૃતારથ તેહનો રે, દિવસ સફલ પણ તાસ; જિ.
જગત શરણ જિન ચરણને રે, વંદે ધરીય ઉલ્લાસ.જિ—૭.
નિજ સત્તા નિજ ભાવથી રે, ગુણ અનંતનું ઠાણ; જિ.
દેવચંદ્ર જિનરાજજી રે, શુદ્ધ સિદ્ધ સુખ ખાણ -જિ. ૮.



## ( ૪ ) શ્રી અભિનંદન જિન સ્તવન.

બ્રહ્મચર્ય પદ પૂજિયેં, એ દેશી.

કયું જાણું કયું બની આવશે,
   અભિનંદન રસ રીત હો મિત્ત;
પુદ્ગલ અનુભવ ત્યાગથી,
   કરવી જસુ પરતીત હો મિત્ત—   કયું. ૧.
પરમાતમ પરમેશ્વર,
   વસ્તુગતે તે અલિપ્ત હો મિત્ત;
દ્રવ્યે દ્રવ્ય મલે નહિ,
   ભાવે તે અન્ય અવ્યાપ્ત હો મિત્ત—કયું. ૨.

શુદ્ધ સ્વરૂપ સનાતનો,
  નિર્મલ જે નિઃસંગ હો મિત્ત;
આત્મ વિભૂતિ પરિણમ્યો,
  ન કરે તે પર સંગ હો મિત્ત—કયું. ૩.
પણ જાણું આગમ બલે,
  મિલવું તુમ પ્રભુ સાથ હો મિત્ત;
પ્રભુ તો સ્વસંપત્તિમયી,
  શુદ્ધ સ્વરૂપનો નાથ હો મિત્ત—કયું. ૪.
પર પરિણામિકતા અછે,
  જે તુજ પુદ્ગલ યોગ હો મિત્ત;
જડ ચલ જગની એઠનો,
  ન ઘટે તુજને ભોગ હો મિત્ત— કયું. ૫.
શુદ્ધ નિમિત્તી પ્રભુ ગ્રહો,
  કરી અશુદ્ધ પર હેય હો મિત્ત;
આત્માલંબી ગુણ લયી,
  સહુ સાધકનો ધ્યેય હો મિત્ત— કયું. ૬.
જિમ જિનવર આલંબને.
  વધે સધે એક તાન હો મિત્ત;

તેમ તેમ આત્માલંબની,
  ગ્રહે સ્વરૂપ નિદાન હો મિત્ત— ક્યું. ૭.
સ્વ સ્વરૂપ એકત્વતા,
  સાધે પૂર્ણાનંદ હો મિત્ત;
રમે ભોગવે આતમા,
  રત્નત્રયી ગુણવૃંદ હો મિત્ત— ક્યું. ૮.
અભિનંદન અવલંબને,
  પરમાનંદ વિલાસ હો મિત્ત;
દેવચંદ્ર પ્રભુ સેવના,
  કરી અનુભવ અભ્યાસ હો મિત્ત— ક્યું. ૯.



## (૫) શ્રી સુમતિનાથ જિન સ્તવન.

કડખાની, દેશી.

અહો ! શ્રી સુમતિ જિન ! શુદ્ધતા તાહરી,
  સ્વગુણ પર્યાય પરિણામરામી;
નિત્યતા એકતા અસ્તિતા ઇતરયુત,
  ભોગ્ય ભોગી થકો પ્રભુ અકામી— અહો૦ ૧.

ઊપજે વ્યય લહે તહવી તેહવો રહે,
  ગુણ પ્રમુખ બહુલતા તહવી પિંડી;
આત્મભાવે રહે અપરતા નવિ ગ્રહે,
  લોક પ્રદેશ મિત પણ અખંડી— અહો૦ ૨.

કાર્ય કારણપણે [1]પ્રણમે તહવી ધ્રુવ,
  કાર્ય ભેદે કરે પણ અભેદી;
કર્તૃતા પરિણમે નવ્યતા નવિ રમે,
  સકલ વેત્તા થકો પણ અવેદી— અહો૦ ૩.

શુદ્ધતા બુદ્ધતા દેવ પરમાત્મતા,
  સહજ નિજ ભાવભોગી અજોગી;
સ્વપર ઉપયોગી તાદાત્મ્ય સત્તારસી,
  શક્તિ પ્રયુંજતો ન પ્રયોગી— અહો૦ ૪.

વસ્તુ નિજ પરિણતે સર્વ પરિણામકી,
  એટલે કોઇ પ્રભુતા ન પામે;
કરે જાણે રમે અનુભવે તે પ્રભુ,
  તત્ત્વસ્વામિત્વ શુચિતત્ત્વ ધામે— અહો૦ ૫.

---

૧ પરિણામ પામે.

જીવ નવિ પુગ્ગલી નૈવ પુગ્ગલ કદા,
પુગ્ગલાધાર નહીં તાસ રંગી;
પરતણો ઇશ નહિ અપર ઐશ્વર્યતા,
વસ્તુ ધર્મે કદા ન પર સંગી— અહો૦ ૬.
સંગ્રહે નહીં આપે નહીં પર ભણી,
નવિ કરે આદરે ન પર રાખે;
શુદ્ધ સ્યાદ્વાદ નિજ ભાવ ભોગી જિકે,
તેહ પર ભાવને કેમ ચાખે— અહો૦ ૭.
તાહરી શુદ્ધતા ભાસ આશ્ચર્યથી.
ઉપજે રુચિ તેણે તત્ત્વ ઇહે;
તત્ત્વરંગી થયો દોષથી ઉભગ્યો,
દોષ ત્યાગે ઢલે તત્ત્વ લીહે— અહો૦ ૮.
શુદ્ધ માર્ગે વધ્યો સાધ્ય સાધન સધ્યો,
સ્વામિ-પ્રતિછંદે સત્તા આરાધે;
આત્મ નિષ્પત્તિ તેમ સાધના નવિ ટકે,
વસ્તુ ઉત્સર્ગ આતમ સમાધે— અહો૦ ૯.
માહરી શુદ્ધ સત્તાતણી પૂર્ણતા,
તેહનો હેતુ પ્રભુ તુંહી સાચો;

દેવચંદ્રે સ્તવ્યો મુનિ ગુણે અનુભવ્યો,
તત્વ ભક્તેં ભવિક સકલ રાચો અહો૦ ૧૦.



## ( ૬ ) શ્રીપદ્મપ્રભુ જિન સ્તવન.

હું તુજ આગળ શી કહું કેશરિયા લાલ, એ દેશી.

શ્રીપદ્મપ્રભ જિન ગુણનિધિ રે લાલ,
જગતારક જગદીશ રે વાલેસર;
જિન ઉપગારથકી લહે રે લાલ,
ભવિજન સિદ્ધિ જગીશ રે વાલેસર— ૧.

તુજ દરિસણ મુજ વાલહો રે લાલ,
દરિશણ શુદ્ધ પવિત્ત રે વાલેસર;
દરિશણ શબ્દ નયેં કરે રે લાલ,
સંગ્રહ એવંભૂત રે વાલેસર—તુજ. ૨.

બીજેં વૃક્ષ અનંતતા રે લાલ,
પસરે ભૂજલ યોગ રે વાલેસર;
તિમ મુજ આતમ સંપદા રે લાલ,
પ્રગટે પ્રભુ સંયોગ રે વાલેસર—તુજ. ૩.

જગત જંતુ કારજ રુચિ રે લાલ,
સાધે ઉદયે ભાણુ રે વાલેસર;
ચિદાનંદ સુવિલાસતા રે લાલ,
વાધે જિનવર ઝાણુ રે વાલેસર—તુજ. ૪.
લબ્ધિ સિદ્ધિ મંત્રાક્ષરેં રે લાલ,
ઉપજે સાધક સંગ રે વાલેસર;
સહજ અધ્યાતમ તત્ત્વતા રે લાલ,
પ્રગટે તત્વી રંગ રે વાલેસર—તુજ. ૫.
લોહ ધાતુ કાંચન હુવે રે લાલ,
પારસ ફરસન પામી રે વાલેસર;
પ્રગટે અધ્યાતમ દશા રે લાલ,
વ્યક્ત ગુણી ગુણ ગ્રામ રે વાલેસર— તુજ. ૬.
આત્મસિદ્ધિ કારજ ભણી રે લાલ,
સહજ નિર્યામક હેતુ રે વાલેસર;
નામાદિક જિનરાજનાં રે લાલ,
ભવસાગર માંહે સેતુ રે વાલેસર—તુજ. ૭.
સ્તંભન ઇંદ્રિય યોગનો રે લાલ,
રક્તવર્ણ ગુણ રાય રે વાલેસર;

દેવચંદ્ર વૃંદે સ્તવ્યો રે લાલ,
  આપ અવર્ણ અકાયરે વાલેસર—વુજ. ૮.



## (૭) શ્રી સુપાર્શ્વ જિન સ્તવન.

હો તપ સરીખું જગકો નહીં, એ દેશી.

શ્રી સુપાસ આનંદમેં,
  ગુણ અનંતનો કંદ હો જિનજી;
જ્ઞાનાનંદે પૂરણો,
  પવિત્ર ચારિત્રાનંદ હો જિનજી—શ્રી સુપાસ ૧.
સંરક્ષણ વિણ નાથ છો,
  દ્રવ્ય વિના ધનવંત હો જિનજી;
કર્ત્તા પદ કિરિયા વિના,
  સંત અજેય અનંત હો જિ.—શ્રી સુપાસ ૨.
અગમ અગોચર અમર તું,
  અન્વય ઋદ્ધિ સમૂહ હો જિનજી;
વર્ણ ગંધ રસ ફરસ વિણ,
  નિજ ભોક્તા ગુણ વ્યૂહ હો જિ.—શ્રી સુપાસ ૩.

અક્ષય દાન અચિંતના,
  લાભ અયત્ને ભોગ હો જિનજી;
વીર્ય શકિત અપ્રયાસતા,
  શુદ્ધ સ્વગુણ ઉપભોગ હો જિ.—શ્રી સુપાસ ૪.
એકાંતિક આત્યંતિકો,
  સહજ અકૃત સ્વાધીન હો જિનજી;
નિરૂપચરિત નિર્દ્વંદ્વ સુખ,
  અન્ય અહેતુક પીન હો જિ.—શ્રી સુપાસ. ૫.
એક પ્રદેશેં તાહરે,
  અવ્યાબાધ સમાય હો જિનજી.
તસ્સ પર્યાય અવિભાગતા,
  સર્વાકાશ ન માય હો જિ.—શ્રી સુપાસ. ૬.
એમ અનંત ગુણનો ધણી,
  ગુણ ગુણનો આનંદ હો જિનજી;
ભોગ રમણ આસ્વાદયુત,
  પ્રભુ તું પરમાનંદ હો જિ.—શ્રીસુપાસ. ૭.
અવ્યાબાધ રુચિ થઈ,
  સાધે અવ્યાબાધ હો જિનજી;

દેવચંદ્ર પદ તે લહે,
  પરમાનંદ સમાધ હો જિ.—શ્રીસુપાસ. ૮.



## (૮) શ્રી ચંદ્રપ્રભ જિન સ્તવન.

શ્રી શ્રેયાંસ જિન અંતરજામી, એ દેશી.

શ્રી ચંદ્રપ્રભ જિનપદ સેવા,
  હેવાયેં જે હલિયાજી,
આતમ ગુણ અનુભવથી મલિયા,
  તે ભવ ભયથી ટલિયાજી—શ્રીચંદ્રપ્રભ. ૧.
દ્રવ્ય સેવ [ વા ] વંદન નમનાદિક,
  અર્ચન વલી ગુણગ્રામોજી;
ભાવ અભેદ થવાની ઈહા,
  પર ભાવે નિઃકામોજી—શ્રીચંદ્રપ્રભ. ૨.
ભાવસેવ [ વા ] અપવાદે નૈગમ,
  પ્રભુ ગુણને સંકલ્પેંજી;
સંગ્રહ સતા તુલ્યારોપે,
  ભેદાભેદ વિકલ્પેજી— શ્રીચંદ્રપ્રભ, ૩.

વ્યવહારે બહુમાન જ્ઞાન નિજ,
ચરણે જિન ગુણ રમણાજી;
પ્રભુગુણ આલંબી પરિણામેં,
ઋજુપદ ધ્યાન સ્મરણાજી—શ્રીચંદ્રપ્રભ. ૪.
શબ્દે શુક્લ ધ્યાનારોહણ,
સમભિરૂઢ ગુણ દશમેજી;
બીય શુક્લ અવિકલ્પ એકત્વે,
એવંભૂત તે અમમેજી—શ્રીચંદ્રપ્રભ. ૫.
ઉત્સર્ગે સમકિત ગુણ પ્રગટયો,
નૈગમ પ્રભુતા અંશેજી;
સંગ્રહ આતમ સત્તાલંબી,
મુનિપદ ભાવ પ્રશંસેજી—શ્રીચંદ્રપ્રભ. ૬.
ઋજુસૂત્રે જે શ્રેણિ પદસ્થેં,
આત્મ શકિત પ્રકાશેજી;
યથાખ્યાત પદ શબ્દ સ્વરૂપે,
શુદ્ધ ધર્મ ઉલ્લાસેજી—શ્રીચંદ્રપ્રભ. ૭.
ભાવ સયોગી અયોગી શૈલેશે,
અંતિમ દુગ નય જાણોજી;

સાધનતાએ નિજ ગુણ વ્યક્તિ,
તેહ સેવના વખાણોજી—શ્રીચંદ્રપ્રભ. ૮.
કારણ ભાવ તેહ અપવાદે,
કાર્યરૂપ ઉત્સર્ગેજી;
આત્મભાવ તે ભાવદ્રવ્ય પદ,
બાહ્ય પ્રવૃત્તિ નિસર્ગેજી—શ્રીચંદ્રપ્રભ. ૯.
કારણભાવ પરંપર સેવન,
પ્રગટે કારજ ભાવોજી;
કારજ સિદ્ધે કારણતા વ્યય,
શુચિ પરિણામિક ભાવોજી—શ્રીચંદ્રપ્રભ. ૧૦.
પરમ ગુણી સેવન તન્મયતા,
નિશ્ચય ધ્યાને ધ્યાવેજી;
શુદ્ધતિમ અનુભવ આસ્વાદી,
દેવચંદ્ર પદ પાવેજી—શ્રીચંદ્રપ્રભ. ૧૧.



## ( ૯ ) શ્રી સુવિધિ જિન સ્તવન.

થારા મહેલા ઉપર મેહ જરૂખે વીજળી હો લાલ—એ દેશી.

દીઠો સુવિધિ જિણંદ,
સમાધિરસેં ભર્યો હો લાલ; સમાધિરસેં૦

ભાસ્યો આત્મસ્વરૂપ,
   અનાદિનો વિસર્યો હો લાલ; અનાદિનો૦
સકલ વિભાગ ઉપાધિ,
   થકી મન ઓસર્યો હો લાલ; થકી૦
સત્તા સાધન માર્ગ,
   ભણી એ સંચર્યો હો લાલ. ભણી૦ ૧.
તુમ પ્રભુ જાણગ રીતેં,
   સર્વ જગ દેખતા હો લાલ; સર્વ૦
નિજ સત્તાએ શુદ્ધ,
   સહુને લેખતા હો લાલ; સહુને૦
પર પરિણતિ અદ્વેષ,
   પણે ઉવેખતા હો લાલ; પણે૦
ભોગ્યપણે નિજ શક્તિ,
   અનંત ગવેખતા હો લાલ. અનંત૦ ૨.
દાનાદિક નિજ ભાવ,
   હતા જે પરવશા હો લાલ; હતા૦
તે નિજ સન્મુખ ભાવ,
   ગ્રહી લહી તુજ દશા હો લાલ; ગ્રહી૦

પ્રભુનો અદ્ભુત યોગ,
  સ્વરૂપતણા રસા હો લાલ; સ્વરૂપ૦
ભાસે વાસે તાસ,
  જાસ ગુણ તુજ જિસા હો લાલ. જાસ૦ ૩.
મોહાદિકની ઘુમિ,
  અનાદિની ઉતરે હો લાલ; અનાદિની૦
અમલ અખંડ અલિપ્ત,
  સ્વભાવ જ સાંભરે હો લાલ; સ્વભાવ૦
તત્વરમણ શુચિ ધ્યાન,
  ભણી જે આદરે હો લાલ; ભણી૦
તે સમતારસ ધામ,
  સ્વામી મુદ્રા વરે હો લાલ. સ્વામી૦ ૪.
પ્રભુ છો ત્રિભુવનનાથ,
  દાસ હું તાહરો હો લાલ; દાસ૦
કરુણાનિધિ અભિલાષ,
  અછે મુજ એ ખરો હો લાલ; અછે૦
આતમ વસ્તુ સ્વભાવ,
  સદા મુજ સાંભરો હો લાલ; સદા૦
ભાસન વાસન એહ,
  ચરણ ધ્યાને ધરો હો લાલ. ચરણ૦ ૫.

પ્રભુ મુદ્રાનો યોગ,
  પ્રભુ પ્રભુતા [1]લખે હો લાલ—પ્રભુ૦
દ્રવ્યતણે સાધર્મ્ય,
  સ્વસંપત્તિ ઓલખે હો લાલ—સ્વ૦
ઓલખતાં બહુમાન,
  સહિત રુચિ પણ વધે હો લાલ—સહિત૦
રુચિ અનુયાયી વીર્ય,
  ચરણધારા સધે હો લાલ—ચરણ૦ ૬.
ક્ષાયોપશમિક ગુણ સર્વ,
  થયા તુજ ગુણરસી હો લાલ—થયા૦
સત્તા સાધન શક્તિ,
  [2]વ્યક્તતા ઉલ્લસી હો લાલ—વ્યક્તતા૦
હવે સંપૂરણ સિદ્ધિ,
  તણી શી વાર છે હો લાલ—તણી૦
દેવચંદ્ર જિનરાજ,
  જગત આધાર છે હો લાલ—જગત૦ ૭.

---

૧ ઓળખે. ૨ પ્રગટપણે

## (૧૦) શ્રી શીતલનાથ જિન સ્તવન.

આદર જીવ ક્ષમા ગુણ આદર—એ દેશી.

શીતલ જિન[1]પતિ પ્રભુતા પ્રભુની,
મુજથી કહીય ન જાય જી;
અનંતતા નિર્મલતા પૂર્ણતા,
જ્ઞાન વિના ન જણાય જી—શીતલ૦ ૧.
[2]ચરમ-જલધિ જલ [3]મિણે અંજલિ,
ગતિ [4]ઝીપે અતિ વાય જી;
સર્વ આકાશ ઓલંઘે ચરણે,
પણ પ્રભુતા ન ગણાય જી—શીતલ૦ ૨.
સર્વ દ્રવ્ય પ્રદેશ અનંતા,
તેહથી ગુણ પર્યાય જી;
તાસ વર્ગથી અનંતગણું પ્રભુ,
કેવલ જ્ઞાન કહાય જી—શીતલ૦ ૩.
કેવલ દર્શન એમ અનંતુ,
ગ્રહે સામાન્ય સ્વભાવ જી;
સ્વપર અનંતથી ચરણ અનંતુ,
સ્મરણ સંવર ભાવ જી—શીતલ૦ ૪.

---

૧ ક્ષીણમોહી પ્રમુખના પતિ. ૨ સ્વયંભૂરમણ
૩ માપે ૪ ચાલે.

દ્રવ્ય ક્ષેત્ર ને કાલ ભાવ ગુણ,
રાજનીતિ એ ચાર જી;
ત્રાસ વિના જડ ચેતન પ્રભુની,
કોઈ ન લોપે [1]કાર જી—શીતલ૦ ૫.
શુદ્ધાશય થિર પ્રભુ ઉપયોગે,
જે સમરે તુજ નામ જી;
અવ્યાબાધ અનંતુ પામે,
પરમ અમૃત સુખધામ જી—શીતલ૦ ૬.
આણા ઈશ્વરતા નિર્ભયતા,
નિર્વાંછકતા રૂપ જી;
[2]ભાવ સ્વાધીન તે [3]અવ્યય રીતે,
એમ અનંત ગુણ ભૂપ જી—શીતલ૦ ૭.
અવ્યાબાધ સુખ નિર્મલ તે તો,
કરણ જ્ઞાને ન જણાય જી;
તેહજ એહનો જાણગ ભોક્તા,
જે તુમ સમ ગુણરાય જી—શીતલ૦ ૮.
એમ અનંત દાનાદિક નિજ ગુણ,
વચનાતીત [4]પંડૂર જી;

---

૧ આજ્ઞા ૨ ભાવધર્મ ૩ અવિનાશીપણે ૪ ગોટા

[1]વાસન [2]ભાસન ભાવે દુર્લભ,
  પ્રાપ્તિ તો અતિ દૂર જી—શીતલ૦ ૯.
સકલ પ્રત્યક્ષપણે ત્રિભુવન ગુરુ,
  જાણું તુજ ગુણગ્રામ જી;
બીજું કાંઈ ન માગું સ્વામી,
  એહિ જ છે મુજ કામ જી—શીતલ૦ ૧૦.
એમ અનંત પ્રભુતા [3]સદ્દહતાં,
  અર્ચે જે પ્રભુ રૂપ જી;
દેવચંદ્ર પ્રભુતા તે પામે,
  પરમાનંદ સ્વરૂપ જી—શીતલ૦ ૧૧.

## (૧૧) શ્રી શ્રેયાંસ જિન સ્તવન.

પ્રાણી વાણી જિનતણી,
  તમે ધારો ચિત્ત મોઝાર રે—એ દેશી.

શ્રી શ્રેયાંસ પ્રભુ તણો,
  અતિ અદ્ભુત સહજાનંદ રે;
ગુણ એક વિધ ત્રિક પરિણમ્યો,
  એમ ગુણ અનંતનો વૃંદ રે;

---

૧ શ્રદ્ધા ૨ જાણપણું ૩ પ્રતીત કરતાં

મુનિ ચંદ્ર જિણુંદ [1]અમંદ દિણુંદ પરે,
નિત્ય દીપતો સુખકંદ રે —૧.
નિજ જ્ઞાને કરી જ્ઞેયનો,
જ્ઞાયક જ્ઞાતા પદ ઈશ રે;
દેખે નિજ દર્શન કરી,
નિજ દશ્ય સામાન્ય જગીશ રે—મુનિ૦ ૨.
નિજ રમ્યે રમણ કરો,
પ્રભુ ચારિત્રે રમતા રામ રે;
ભોગ્ય અનંતને ભોગવો,
ભોગે તેણે ભોક્તા સ્વામ રે—મુનિ૦ ૩.
દેય દાન નિત્ય દીજતે,
અતિ દાતા પ્રભુ સ્વયમેવ રે;
[2]પાત્ર તુમે નિજ શક્તિના,
ગ્રાહક વ્યાપકમય દેવ રે—મુનિ૦ ૪.
પરિણામી કારજ તણો,
કર્તા ગુણ કરણે નાથ રે;
અક્રિય અક્ષય સ્થિતિમયી,
નિકલંક અનંતી [3]આથ રે—મુનિ૦ ૫.

---

૧ દેદીપ્યમાન ૨ આધાર ૩ સંપદા

પારણામિક સત્તા તણો,
  [1]આવિર્ભાવ વિલાસ નિવાસ રે;
સહજ અકૃત્રિમ અપરાશ્રયી,
  નિર્વિકલ્પ ને નિઃપ્રયાસ રે—મુનિ૦ ૬.

પ્રભુ પ્રભુતા સંભારતાં,
  ગાતાં કરતાં ગુણ ગ્રામ રે;
સેવક સાધનતા વરે,
  નિજ સંવર પરિણતિ પામ રે—મુનિ૦ ૭.

પ્રગટ તત્ત્વતા ધ્યાવતાં,
  નિજ તત્ત્વનો ધ્યાતા થાય રે;
તત્ત્વરમણ એકાગ્રતા,
  પૂરણ તત્ત્વે એહ સમાય રે—મુનિ૦ ૮.

પ્રભુ દીઠે મુજ સાંભરે,
  પરમાતમ પૂર્ણાનંદ રે;
દેવચંદ્ર જિનરાજના,
  નિત્ય વંદો પય અરવિંદ રે—મુનિ૦ ૯.

---

૧ પ્રાકટ્ય

## (૧૨) શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન.

પંથડો નિહાલું રે બીજા જિન તણો રે—એ દેશી.

પૂજના તો કીજે રે બારમા જિનતણી રે,
  જસુ પગટ્યો પૂજ્ય સ્વભાવ;
પરકૃત પૂજા રે જે ઇચ્છે નહિ રે,
  સાધક કારજ દાવ —પૂજના૦ ૧.
દ્રવ્યથી પૂજા રે કારણ ભાવનું રે,
  ભાવ પ્રશસ્ત ને શુદ્ધ;
પરમ ઇષ્ટ વલ્લભ ત્રિભુવન ધણી રે,
  વાસુપૂજ્ય સ્વયંબુદ્ધ —પૂજના૦ ૨.
અતિશય મહિમા રે અતિ ઉપકારતા રે,
  નિર્મળ પ્રભુ ગુણ રાગ;
સુરમણિ [1]સુરઘટ [2]સુરતરુ તુચ્છ તે રે,
  જિનરાગી મહાભાગ —પૂજના૦ ૩.
દર્શન જ્ઞાનાદિક ગુણ આતમના રે,
  પ્રભુ પ્રભુતા લયલીન;
શુદ્ધ સ્વરૂપી રૂપે તન્મયી રે,
  તસુ આસ્વાદન [3]પીન —પૂજના૦ ૪.

---

૧. કામકુંભ. ૨. કલ્પવૃક્ષ. ૩. પુષ્ટ

શુદ્ધ તત્ત્વ રસ રંગી ચેતના રે,
  પામે આત્મ સ્વભાવ;
આત્માલંબી નિજ ગુણ સાધતો રે,
  પ્રગટે પૂજ્ય સ્વભાવ — પૂજના૦ ૫.
આપ અકર્ત્તા સેવાથી હુવે રે,
  સેવક પૂરણ સિદ્ધિ;
નિજ ધન ન દીયે પણ આશ્રિત લહે રે,
  અક્ષય અક્ષર ઋદ્ધિ —પૂજના૦ ૬.
જિનવર પૂજા રે નિજ પૂજના રે,
  પ્રગટે [1]અન્વય શક્તિ,
પરમાનંદ વિલાસી અનુભવે રે,
  દેવચંદ્ર પદ વ્યક્તિ —પૂજના૦ ૭.

(૧૩) શ્રી વિમલ જિન સ્તવન.

દાસ અરદાસ શી પેરે કરે જી—એ દેશી.

વિમલ જિન વિમલતા તાહરી જી,
  અવર બીજે ન કહાય;
લઘુ નદી જિમ તિમ લંઘીએ જી,
  સ્વયંભૂરમણ ન તરાય —વિમલ૦ ૧.

---

૧ સહજ જ્ઞાનાનંદાદિ અનંત શક્તિ.

અચલ પુઢવી ગિરિ જલ તરુ જી,
  કોઈ તોલે એક હત્થ;
તેહ પણ તુજ ગુણગણ ભણી જી,
  ભાખવા નહિ સમરથ —વિમલ૦ ૨.
સર્વ પુદ્દગલ નભ ધર્મના જી,
  તેમ અધર્મ પ્રદેશ;
તાસ ગુણ [1]ધર્મ પજ્જવ સહુ જી,
  તુજ ગુણ એકતણો લેશ —વિમલ૦ ૩.
એમ નિજ ભાવ અનંતની જી,
  અસ્તિતા કેટલી થાય;
નાસ્તિતા સ્વપર પદ અસ્તિતા જી,
  તુજ સમ કાલ સમાય —વિમલ૦ ૪.
તાહરા શુદ્ધ સ્વભાવને જી,
  આદરે ધરી બહુ માન;
તેહને તેહિ જ નીપજે જી,
  એ કોઈ અદ્દભુત તાન —વિમલ૦ ૫.
તુમ પ્રભુ તુમ તારક વિભૂ જી,
  તુમ સમો અવર ન કોય;

---

૧ પર્યાય.

તુમ દરિસણ થકી હું તર્યો જી,
શુદ્ધ આલંબન હોય —વિમલ૦ ૬.
પ્રભુતણી વિમલતા ઓલખી જી
જે કરે સ્થિર મન સેવ;
દેવચંદ્ર પદ તે લહે જી,
વિમલ આનંદ સ્વયમેવ —વિમલ૦ ૭.

(૧૪) શ્રી. અનંત જિન સ્તવન.

દીઠી હો પ્રભુ દીઠી જગગુરુ તુજ— એ દેશી,

મૂરતિ હો પ્રભુ! મૂરતિ અનંત જિણંદ,
તાહરી હો પ્રભુ! તાહરી મુજ નયણે વસી જી,
સમતા હો પ્રભુ! સમતા રસનો કંદ,
સહેજે હો પ્રભુ! સહેજે અનુભવ રસ લસી જી. ૧.
ભવદવ હો પ્રભુ! ભવદવ તાપિત જીવ,
તેહને હો પ્રભુ! તેહને અમૃત [1]ઘન સમી જી;
મિથ્યા વિષ હો પ્રભુ! મિથ્યા વિષની [2]ખીવ,
હરવા હો પ્રભુ! હરવા [3]જાંગુલિ મન રમી જી. ૨.

૧. મેઘ. ૨ મૂર્ચ્છા. ૩. મંત્ર સમાન.

ભાવ હો પ્રભુ! ભાવ ચિંતામણિ એહ,
  આતમ હો પ્રભુ ! આતમ સંપત્તિ આપવા જી;
એહિજ હો પ્રભુ ! એહિજ શિવ સુખ ગેહ,
  તત્ત્વ હો પ્રભુ ! તત્ત્વાલંબન થાપવા જી. ૩.
જાયે હો પ્રભુ ! જાયે આશ્રવ ચાલ,
  દીઠે હો પ્રભુ ! દીઠે સંવર વધે જી;
રત્ન હો પ્રભુ ! રત્નત્રયી ગુણમાલ,
  અધ્યાતમ હો પ્રભુ! અધ્યાતમ સાધન સધે જી. ૪.
મીઠી હો પ્રભુ ! મીઠી [1]સૂરત તુજ,
  દીઠી હો પ્રભુ ! દીઠી રુચિ બહુ માનથી જી;
તુજ ગુણ હો પ્રભુ! તુજ ગુણ ભાસન યુક્ત,
  સેવે હો પ્રભુ ! સેવે તસુ ભવ ભય નથી જી. ૫.
નામે હો પ્રભુ ! નામે અદ્દભુત રંગ,
  ઠવણા હો પ્રભુ ! ઠવણા દીઠે ઉલ્લસે જી;
ગુણ આસ્વાદ હો પ્રભુ ! ગુણ આસ્વાદ અભંગ,
  તન્મય હો પ્રભુ ! તન્મયતાએ જે ધસે જી. ૬.
ગુણ અનંત હો પ્રભુ ! ગુણ અનંતનો વૃંદ,
  નાથ હો પ્રભુ ! નાથ અનંતને આદરે જી;

---

૧. સુંદર મુદ્રા.

દેવચંદ્ર હો પ્રભુ ! દેવચંદ્ર આનંદ,
પરમ હો પ્રભુ ! પરમ [1]મહોદય તે વરે જી. ૭.

## (૧૫) શ્રી ધર્મનાથ જિન સ્તવન.

સફલ સંસાર અવતાર એ હું ગણું-એ દેશી.

ધર્મ જગનાથનો ધર્મ [2]શુચિ ગાઇએ,
આપણો આતમા તેહવો ભાવીએ;
જાતિ જસુ એકતા તેહ પલટે નહિ,
શુદ્ધ ગુણ પજ્જવા વસ્તુ સત્તામયી. ૧.
નિત્ય નિરવયવ વલી એક અક્રિયપણે,
સર્વગત તેહ સામાન્ય ભાવે ભણે;
તેહથી ઇતર સાવયવ વિશેષતા,
વ્યક્તિ ભેદે પડે જેહની ભેદતા. ૨.
એકતા પિંડ ને નિત્ય અવિનાશતા,
અસ્તિ નિજ ઋદ્ધિથી કાર્યગત ભેદતા;
ભાવશ્રુત ગમ્ય [3]અભિલાપ્ય અનંતતા,
ભવ્ય પર્યાયની જે [4]પરાવર્તિતા. ૩.

---

૧ મોક્ષસ્થાન, ૨ નિરાવરણ, ૩, વચનથી કહી શકાય તેવા. ૪. પલટણતા.

ક્ષેત્ર ગુણ ભાવ અવિભાગ અનેકતા,
નાશ ઉત્પાદ અનિત્ય પર નાસ્તિતા;
ક્ષેત્ર [1]વ્યાપ્યત્વ અભેદ [2]અવક્તવ્યતા,
વસ્તુ તે રૂપથી નિયત અભવ્યતા. ૪.
ધર્મ [3]પ્રાગ્ભાવતા સકલ ગુણ શુદ્ધતા,
ભોગ્યતા કર્તૃતા રમણ પરિણામતા;
શુદ્ધ સ્વપ્રદેશતા તત્ત્વ ચૈતન્યતા,
વ્યાપ્ય વ્યાપક તથા ગ્રાહ્ય ગ્રાહકતા. ૫.
સંગ પરિહારથી સ્વામી! નિજ પદ લહ્યું.
શુદ્ધ આત્મિક આનંદ પદ સંગ્રહ્યું;
જહવી પર ભાવથી હું ભવોદધિ વસ્યો,
પરતણો સંગ સંસારતાએ ગ્રસ્યો. ૬.
તહવી સત્તા ગુણે જીવ એ નિર્મલો,
અન્ય [4]સંશ્લેષ જિમ સ્ફટિક નવિ સામલો;
જે પરોપાધિથી દુષ્ટ પરિણતિ ગ્રહી,
ભાવ તાદાત્મ્યમાં માહરૂં તે નહીં. ૭
તિણે પરમાત્મ પ્રભુ ભક્તિ રંગી થઇ,
શુદ્ધ કારણ રસે તત્ત્વ પરિણતિમયી;

---

૧ અવગાહન. ૨ અનભિલાપ્ય. ૩ પ્રગટપણું. ૪ સંયોગ

આત્મ ગ્રાહક થયે તજે પર ગ્રહણતા,
તત્ત્વભોગી થયે ટળે પર ભોગ્યતા. ૮.
શુદ્ધ નિઃપ્રયાસ નિજ ભાવ ભોગી યદા,
આત્મક્ષેત્રે નહિ અન્ય રક્ષણ તદા;
એક અસહાય નિસ્સંગ નિર્દ્વંદ્વતા,
શક્તિ [1]ઉત્સર્ગની હોય સહુ [2]વ્યકતતા. ૯.
તેણે મુજ આતમા તુજથકી નીપજે,
માહરી સંપદા સકલ મુજ સંપજે;
તેણે મન-મંદિરે ધર્મ પ્રભુ ધ્યાઇયેં,
પરમ દેવચંદ્ર નિજ સિદ્ધિ સુખ પાઇયેં. ૧૦.

## (૧૬) શ્રી શાંતિનાથ જિન સ્તવન.

આંખડિયે મેં આજ શત્રુંજય દીઠો રે-એ દેશી.

જગત દિવાકર જગત કૃપાનિધિ,
વહાલા મારા સમવસરણમાં બેઠા રે;
ચઉમુખ ચઉવિહ ધર્મ પ્રકાશે,
તે મેં નયણે દીઠાં રે.

---

૧. ત્યાગ. ૨ નિરાવણપણું.

ભવિકજન ! હરખોરે, નિરખી શાંતિ જિણંદ-ભ૦
ઉપશમ રસનો કંદ, નહીં ઇણ સરખો રે —૧.
પ્રાતિહાર્ય અતિશય શોભા,
વ૦ તે તો કહીય ન જાવે રે;
[1]ઘુક બાલકથી રવિકરભરનું,
વર્ણન કેણી પરે થાવે રે —ભવિક૦ ૨.
વાણી ગુણ પાંત્રીશ અનુપમ,
વ૦ અવિસંવાદ સ્વરૂપે રે;
ભવદુ:ખ વારણ શિવસુખ કારણ,
[2]સુધો ધર્મ પ્રરૂપે રે —ભવિક૦ ૩.
દક્ષિણ પશ્ચિમ ઉત્તર દિસિ મુખ,
વ૦ [3]ઠવણા જિન ઉપકારી રે;
તસુ આલંબન લહિય અનેકે,
તિહાં થયા સમકિત ધારી રે —ભવિક૦ ૪.
ષટ્ નય કારજ રૂપે ઠવણા,
વ૦ સગ (સત્ત) નય કારણ ઠાણી રે;
નિમિત્ત સમાન થાપના જિનજી,
એ આગમની વાણી રે —ભવિક૦ ૫.

---

૧ ઘુવડ. ૨ યથાર્થ ૩ પ્રતિમારૂપ સ્થાપના.

સાધક તીન નિક્ષેપા મુખ્ય,
  વ૦ જે વિણુ ભાવ ન લહિયે રે;
ઉપકારી દુગ ભાષ્યે ભાખ્યા,
  ભાવ વંદકનો ગ્રહિયે રે —ભવિક૦ ૬.
ઠવણા સમવસરણે [1]જિનસેતિ,
  વ૦ જો અભેદતા વાધી રે,
એ આતમના સ્વ સ્વભાવ ગુણ,
  વ્યકત યોગ્યતા સાધી રે. —ભવિક૦ ૭.
ભલું થયું મેં પ્રભુ ગુણ ગાયા,
  વ૦ રસનાનો ફલ લીધો રે;
દેવચંદ્ર કહે મ્હારા મનનો,
  સકલ મનોરથ સીધો રે —ભવિક૦ ૮.

## (૧૭) શ્રી કુંથુનાથ જિન સ્તવન.

( ચરમ જિણેસરુ—એ દેશી )

સમવસરણ બેસી કરી રે, બારહ પરષદ માંહે;
વસ્તુ સ્વરૂપ પ્રકાશતા રે, કરુણાકર જગનાહો રે—
કુંથુ જિનેશ્વરુ. ૧.

---

૧ :જિનમુદ્રા દેખીને

નિર્મલ તુજ મુખ વાણી રે, જે શ્રવણે સુણે;
તેહિ જ ગુણમણિ ખાણી રે, કુંથુ જિનેશ્વરુ. ૨.
ગુણ પર્યાય અનંતતા રે, વળી ય સ્વભાવ અગાહ;
નય ગમ ભંગ નિક્ષેપના રે, હેયાદેય પ્રવાહો રે—
કુંથુ જિનેશ્વરુ. ૩.
કુંથુનાથ પ્રભુ દેશના રે સાધન સાધક સિદ્ધ;
ગૌણ મુખ્યતા વચનમાં ર, જ્ઞાન તે સકલ સમૃદ્ધો રે—
કુંથુ જિનેશ્વરુ. ૪
વસ્તુ અનંત સ્વભાવ છે રે, અનંત કથક તસુ નામ;
ગ્રાહક અવસર બોધથી રે, કહેવે અર્પિત કામો રે—
કુંથુ જિનેશ્વરુ. ૫.
શેષ અનર્પિત ધર્મને રે, સાપેક્ષ શ્રદ્ધા બોધ;
ઉભય રહિત ભાસન હોવે રે, પ્રગટે કેવલ બોધો રે—
કુંથુ જિનેશ્વરુ. ૬.
છતિ પરિણાત ગુણ વર્ત્તના રે, [1]ભાસન ભોગ આનંદ;
સમ કાલે પ્રભુ તાહરે રે, રમ્ય રમણ ગુણ વૃંદો રે—
કુંથુ જિનેશ્વરુ. ૭.
નિજ ભાવે [2]સીય અસ્તિતારે, પર નાસ્તિત્વ સ્વભાવ;

---

૧ જાણવું. ૨ સ્યાત્.

અસ્તિપણે તે નાસ્તિતા રે, સીય તે ઉભય સ્વભાવો રે—
કુંથુ જિનેશ્વરુ. ૮.
અસ્તિ સ્વભાવ જે આપણો રે, રુચિ વૈરાગ્ય સમેત;
પ્રભુ સન્મુખ વંદન કરી રે, માગીશ આતમ હેતો રે—
કુંથુ જિનેશ્વરુ. ૯.
અસ્તિ સ્વભાવ રુચિ થઇ રે, ધ્યાતો અસ્તિ સ્વભાવ;
દેવચંદ્ર પદ તે લહે રે, પરમાનંદ જમાવો રે—
કુંથુ જિનેશ્વરુ. ૧૦.

## (૧૮) શ્રી અરનાથ જિન સ્તવન.

રામચંદ્રકે બાગ ચાંપો મોરી રહ્યો રી—એ દેશી.

પ્રણમો શ્રીઅરનાથ, શિવપુર [1]સાથ ખરો રી;
ત્રિભુવન જન આધાર, ભવ નિસ્તાર કરો રી— ૧.
કર્ત્તા કારણ યોગ, કારજ સિદ્ધિ લહે રી;
કારણ ચાર અનુપ, કાર્યાર્થી તેહ ગ્રહે રી— ૨.
જે કારણ તે કાર્ય, થાયે પૂર્ણ પદે રી;
ઉપાદાન તે હેતુ, માટી ઘટ તે વદે રી— ૩.
ઉપાદાનથી ભિન્ન, જે વિણ કાર્ય ન થાયે;
ન હુવે કારજ રૂપ, કર્ત્તાને વ્યવસાયે— ૪.

---

૧ સાથી.

કારણ તેહ નિમિત્ત, ચક્રાદિક ઘટ ભાવે;
કાર્ય તથા સમવાય, કારણ નિયતને હાવે— ૫.
વસ્તુ અભેદ સ્વરૂપ, કાર્યપણું ન ગ્રહે રી;
તે અસાધારણ હેતુ, કુંભે *થાસ લહે રી— ૬
જેહનો નવિ વ્યાપાર, ભિન્ન નિયત બહુ ભાવી;
ભૂમિ કાલ આકાશ, ઘટ કારણ સહભાવી— ૭.
એહ અપેક્ષા હેતુ, આગમ માંહિ કહ્યો રી;
કારણ પદ ઉત્પન્ન, કાર્ય થયે ન લહ્યો રી— ૮.
કર્ત્તા આતમ દ્રવ્ય, કાર્ય સિદ્ધપણો રી;
નિજ સત્તાગત ધર્મ, તે ઉપાદાન ગણો રી— ૯.
યોગ સમાધિ વિધાન, અસાધારણ તેહ વદે રી;
વિધિ આચરણા ભક્તિ,જિણે નિજ કાર્ય સધે રી-૧૦.
નરગતિ પઢમ સંઘયણ, તેહ અપેક્ષા જાણો;
નિમિત્તાશ્રિત ઉપાદાન, તેહને લેખે આણો -૧૧.
નિમિત્ત હેતુ જિનરાજ, સમતા અમૃત ખાણી;
પ્રભુ અવલંબન સિદ્ધિ, નિયમા એહ વખાણી—૧૨.
પુષ્ટ હેતુ અરનાથ, તેહને ગુણથી હળીએ;
[1]રીઝ ભક્તિ બહુમાન, ભોગ ધ્યાનથી મળીએ —૧૩.

---

* સ્થાન-પાઠાંતર. ૧ રાગની મગ્નતા.

મોટાને [1]ઉત્સંગ, બેઠાને શી ચિંતા ?;
તિમ પ્રભુ ચરણ પસાય, સેવક થયા નિચિંતા—૧૪.
અર પ્રભુ પ્રભુતા રંગ, અંતર શક્તિ વિકાસી;
દેવચંદ્રને આનંદ, અક્ષય ભોગવિલાસી— ૧૫.

## (૧૯) શ્રી મલ્લિનાથ જિન સ્તવન

દેખી કામની દોયકે કામે વ્યાપિયો રે કેકા૦ એ દેશી.

મલ્લિનાથ જગનાથ, ચરણ યુગ ધ્યાઇએ રે–ચ૦,
શુદ્ધાતમ પ્રાગ્ભાવ, પરમપદ પાઇએ રે–૫૦;
સાધક કારક ષટ્ક કરે ગુણ સાધના રે–ક૦,
તેહીજ શુદ્ધ સ્વરૂપ, થાય નિરાબાધના રે–થા૦ – ૧.
કર્ત્તા આતમદ્રવ્ય, કાર્ય નિજ સિદ્ધતા રે–કા૦,
ઉપાદાન પરિણામ, પ્રયુક્ત તે કરણતા રે—પ્ર૦;
આતમ સંપદ દાન, તેહ સંપ્રદાનતા રે–તે૦,
દાતા પાત્ર ને દેય, ત્રિભાવ અભેદતા રે–ત્રિ૦—૨.
સ્વપર વિવેચન કરણ, તેહ અપાદાનથી રે–તે૦,
સકલ પર્યાય આધાર, સંબંધ [2]આસ્થાનથી રે–સ૦,
બાધક કારક ભાવ, અનાદિ નિવારવા રે–અ૦,

૧ ખોળે. ૨ કારણરૂપ ક્ષેત્ર તે આત્મા છે.

સાધકતા અવલંબી, તેહ સમારવા રે–તેહ૦—૩.
શુદ્ધપણે પર્યાય, પ્રવર્ત્તન કાર્યમેં રે—પ્ર૦,
કર્ત્તાદિક પરિણામ, તે આતમ ધર્મમેં રે—તે૦;
ચેતન ચેતન ભાવ,કરે [1]સમવેતમેં રે—ક૦,
સાદિ અનંતો કાલ, રહે નિજ ખેતમેં રે–રહે૦—૪.
પર કર્તૃત્વ સ્વભાવ, કરે તાં લગી કરે રે—ક૦,
શુદ્ધ કાર્ય રુચિ ભાસ, થયે નવિ આદરે રે—થ૦;
શુદ્ધાતમ નિજ કાર્ય, રુચે કારક ફિરે રે—રુ૦,
તેહિ જ મૂલ સ્વભાવ, ગ્રહે નિજપદ વરે રે–ગ્ર૦—૫.
કારણ કારજરૂપ, અછે કારક દશા રે—અ૦,
વસ્તુ પ્રગટ પર્યાય, એહ મનમેં વસ્યા રે—એ૦;
પણ શુદ્ધ સ્વરૂપ ધ્યાન, તે ચેતનતા ગ્રહે રે—તે૦,
તવ નિજ સાધક ભાવ, સકલ કારક લહે રે–સ૦—૬.
માહરૂં પૂર્ણાનંદ, પ્રગટ કરવા ભણી રે—પ્ર૦,
પુષ્ટાલંબન રૂપ, સેવ (વા) પ્રભુજી તણી રે—સે૦;
દેવચંદ્ર જિનચંદ્ર, ભક્તિ મનમેં ધરો રે—ભ૦,
અવ્યાબાધ અનંત અક્ષયપદ આદરો રે–અ૦—૭.

---

૧. સમવાય સંબંધમાં.

## (૨૦) શ્રી મુનિસુવ્રતજિન સ્તવન.

ઓલંગડી ઓલંગડી સુહેલી હો,
શ્રી શ્રેયાંસની રે–એ દેશી.

ઓલંગડી ઓલંગડી તો કીજે
શ્રી મુનિસુવ્રત સ્વામીની રે,
જેહથી નિજ પદ સિદ્ધિ;
કેવલ કેવલ જ્ઞાનાદિક ગુણ ઉલ્લસે રે,
લહીએ સહજ સમૃદ્ધિ —ઓ૦ ૧.

ઉપાદાન ઉપાદાન નિજ પરિણતિ વસ્તુની રે,
પણ કારણ નિમિત્ત આધીન;
પુષ્ટ અપુષ્ટ દુવિધ તે ઉપદિશ્યો રે,
ગ્રાહક [૧]વિધિ આધીન —ઓ૦ ૨.

સાધ્ય સાધ્ય ધર્મ જે માંહે હોવે રે,
તે નિમિત્ત અતિ પુષ્ટ;
પુષ્પ પુષ્પમાંહે તિલ વાસક વાસના રે.
નવિ પ્રધ્વંસક દુષ્ટ —ઓ૦ ૩.

દંડ દંડ નિમિત્ત અપુષ્ટ ઘડા તણો રે,
નવિ ઘટતા તસુમાંય;

---

૧. વિધિ સહિત કારણ ગ્રહવું.

સાધક સાધક પ્રધ્વંસકતા અછે રે,
  તિણે નહિ નિયત પ્રવાહ —ઓ૦ ૪.
ષટ્કારક ષટ્કારક તે કારણ કાર્યનું રે,
  જે કારણ સ્વાધીન;
તે કર્તા તે કર્તા સહુ કારક તે [1]વસુ રે,
  કર્મ તે કારણ [2]પીન —ઓ૦ ૫.
કાય કાર્ય સંકલ્પે કારક શા રે,
  છતી સત્તા સદ્ભાવ;
અથવા અથવા તુલ્ય ધર્મને જોયવે રે,
  સાધ્યારોપણ દાવ —ઓ૦ ૬.
અતિશય અતિશય કારણ કારક કરણતા રે,
  નિમિત્ત અને ઉપાદાન;
સંપ્રદાન સંપ્રદાન કારણ પદ ભવ નથી રે,
  કારણ વ્યય અપાદાન —ઓ૦ ૭.
ભવન ભવન વ્યય વિણુ કારજ નહિ હુવે રે.
  જેમ [3]દૃષદે ન ઘટત્વ;
શુદ્ધાધાર શુદ્ધાધાર સ્વગુણનો દ્રવ્ય છે રે,
  સત્તાધાર સુતત્ત્વ —ઓ૦ ૮.

---

૧. વશે—આધીન. ૨. પુષ્ટ. ૩. પાષાણ.

આતમ આતમ કર્તા કારજ સિદ્ધતા રે,
તસુ સાધન જિનરાજ;
પ્રભુ દીઠે પ્રભુ દીઠે કારજ રુચિ ઉપજે રે,
પ્રગટે [1]આત્મ સમાજ —ઓ૦ ૯.
વંદન વંદન નમન [2]સેવન વળી પૂજના રે,
સ્મરણ સ્તવન વળી ધ્યાન;
દેવચંદ્ર દેવચંદ્ર કીજે જગદીશનું રે,
પગટે પૂર્ણ નિધાન —ઓ૦ ૧૦.

### (૨૧) શ્રી નમિનાથ જિન સ્તવન.

પીછોલારી પાલ, ઉભા દોય રાજવી રે--એ દેશી.
શ્રી નમિ જિનવર સેવ (ન) ઘનાઘન ઉનમ્યો રે–ઘ૦,
દીઠાં [3]મિથ્યા રોર ભવિક ચિત્તથી ગમ્યો રે–ભ૦;
શુચિ આચરણા રીતિ, તે અભ્ર વધે વડા રે–તે૦,
આતમ પરિણતિ શુદ્ધ, તે વીજ ઝબૂકડા રે–તે૦—૧.
વાજે વાયુ સુવાયુ, તે પાવન ભાવના રે–તે૦,
ઇંદ્ર ધનુષ્ય ત્રિક યોગ, તે ભક્તિ એક મના રે–તે૦;
નિર્મલ પ્રભુ સ્તવ ઘોષ, ધ્વનિ ઘન ગર્જના રે--ધ્વનિ૦,

---

૧. આત્માનું સામ્રાજ્ય. ૨. આજ્ઞા માનવારૂપ.
૩. મિથ્યાત્વ રૂપ દુષ્કાળ.

તૃષ્ણા ગ્રીષ્મ કાલ, તાપની [1]તર્જના રે–તા૦–૨.
શુભ લેશ્યાની [2]આલિ, તે બગપંક્તિ બની રે–તે૦,
શ્રેણી સરોવર હંસ, વસે શુચિ ગુણ મુનિ રે–વ૦;
ચઉગતિ મારગ બંધ, ભવિક નિજ ઘર રહ્યા રે–ભ૦,
ચેતન સમતા સંગ, રંગ મેં [3]ઉમહ્યા રે–રં૦–૩.
સમ્યગ્દૃષ્ટિ મોર, તિહાં હરખે ઘણું રે–તિહાં૦,
દેખી અદ્ભુત રૂપ, પરમ જિનવર તણું રે–પરમ;
પ્રભુ ગુણનો ઉપદેશ, તે જલધારા વહી રે–તે૦,
ધર્મરુચિ ચિત્તભૂમિ, માંહે નિશ્ચલ રહી રે–માં૦–૪.
ચાતક શ્રમણ સમૂહ, કરે તવ પારણો રે–ક૦,
અનુભવ રસ આસ્વાદ, સકલ દુઃખ વારણો રે–સ૦;
અશુભાચાર નિવારણ, તૃણ અંકુરતા રે–તૃ૦,
વિરતિતણા પરિણામ, તે બીજની પૂરતા રે–તે૦–૫.
પંચ મહાવ્રત ધાન્ય, તણા કર્ષણ વધ્યાં રે–ત૦,
સાધ્યભાવ નિજ થાપી, સાધનતાયેં સધ્યાં રે–સા૦;
ક્ષાયિક દર્શન જ્ઞાન, ચરણ ગુણ ઉપન્યાં રે–ચ૦,
આદિક બહુ ગુણ [4]સસ્ય, આતમ ઘર નીપન્યાંરે–આ૦–૬
પ્રભુ દર્શન મહામેહ, તણે પ્રવેશમેં રે–ત૦,

---

૧. હણવું. ૨ શ્રેણિ. ૩. રમી રહે. ૪. ધાન્ય.

પરમાનંદ સુભિક્ષ, થયો મુજ દેશમેં રે–ચ૦;
દેવચંદ્ર જિનચંદ્ર, તણો અનુભવ કરો રે–ત૦,
સાદિ અનંતો કાલ, આતમસુખ અનુસરો રે–આ૦–૭.

## (૨૨) શ્રી નેમિનાથ જિન સ્તવન.

પદ્મપ્રભ જિન જઇ અલગા વસ્યા—એ દેશી.

નેમિ જિનેશ્વર નિજ કારજ કર્યું,
છાંડયો સર્વ વિભાવો જી;
આતમ શક્તિ સકલ પ્રગટ કરી,
આસ્વાદ્યો નિજ ભાવો જી—નેમિ૦ ૧.
રાજુલ નારી રે સારી મતિ ધરી,
અવલંબ્યા અરિહંતોજી;
ઉત્તમ સંગે રે ઉત્તમતા વધે,
સધે આનંદ અનંતો જી—નેમિ૦ ૨.
ધર્મ અધર્મ આકાશ અચેતના,
તે વિજાતિ અગ્રાહ્યો જી;
પુદ્ગલ ગ્રહવે રે કર્મ કલંકતા,
વાધે [૧]બાધક બાધ્યો જી—નેમિ૦ ૩.

---

૧. બાધકભાવ—સ્વગુણરોધકતા.

રાગી સંગે રે રાગ દશા વધે,
થાએ તિણે સંસારો જી;
નીરાગીથી રે રાગનું જોડવું,
લહીએ ભવનો પારો જી—નેમિ૦ ૪.

અપ્રશસ્તતા રે ટાલી પ્રશસ્તતા,
કરતાં આશ્રવ નાશે જી;
સંવર વાધે રે સાધે નિર્જરા,
આત્મભાવ પ્રકાશે જી—નેમિ૦ ૫.

નેમિ પ્રભુ ધ્યાને રે એકત્વતા,
નિજ તત્ત્વે એકતાનો જી;
શુક્લધ્યાને રે સાધી સુસિદ્ધતા,
લહિયે મુક્તિ [1]નિદાનો જી—નેમિ૦ ૬.

અગમ અરૂપી રે અલગ અગોચરુ,
પરમાતમ પરમીશો જી;
દેવચંદ્ર જિનવરની સેવના,
કરતાં વાધે જગીશો જી—નેમિ૦ ૭.

---

૧. મૂલ કારણ.

## (૨૩) શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

કડખાની દેશી.

સહજ ગુણ આગરો, સ્વામી સુખ સાગરો,
જ્ઞાન વૈરાગરો પ્રભુ સવાયો;
શુદ્ધતા એકતા, તીક્ષ્ણતા ભાવથી,
મોહ રિપુ જીતી જય [1]પડહ વાયો—સહજ૦ ૧.
વસ્તુ નિજ ભાવ, [2]અવિભાસ નિકલંકતા,
પરિણતિ વૃત્તિતા કરી અભેદે;
ભાવ તાદાત્મ્યતા, શકિત ઉલ્લાસથી,
સંતતિ યોગને તું ઉચ્છેદે—સહજ૦ ૨.
દોષ ગુણ વસ્તુની લખીય યથાર્થતા,
લહી ઉદાસીનતા અપર ભાવે;
ધ્વંસી તજ્જન્યતા, ભાવકર્ત્તાપણું,
પરમ પ્રભુ તું રમ્યો નિજ સ્વભાવે—સહજ૦ ૩.
શુભ અશુભ ભાવ, અવિભાસ [3]તહકીકતા,
શુભ અશુભ ભાવ તિહાં પ્રભુ ! ન કીધું;
શુદ્ધ પરિણામતા, વીર્ય કર્ત્તા થઇ,
પરમ અક્રિયતા અમૃત પીધું—સહજ૦ ૪.

---

૧. નાદ. ૨. ઓળખાણ. ૩. તેના નિર્ધારે.

શુદ્ધતા પ્રભુતણી, આત્મભાવે રમે,
  પરમ પરમાત્મા તાસ થાએ;
મિશ્રભાવે અછે, ત્રિગુણની ભિન્નતા,
  ત્રિગુણ એકત્વ તુજ ચરણ આયે—સહજ૦ ૫.
ઉપશમ રસ ભરી, સર્વ જન [1]શંકરી,
  મૂર્તિ જિનરાજની આજ ભેટી;
કારણે કાર્ય [2]નિષ્પત્તિ શ્રદ્ધાન છે,
  તિણે ભવભ્રમણની ભીડ મેટી—સહજ૦ ૬.
નયર ખંભાયતે, પાર્શ્વ પ્રભુ દર્શને,
  વિકસતે હર્ષ ઉત્સાહ વાધ્યો;
હેતુ એકત્વતા, રમણ પરિણામથી,
  સિદ્ધિ સાધકપણો આજ સાધ્યો—સહજ૦ ૭.
આજ કૃતપુણ્ય, ધન્ય દીહ મારો થયો,
  આજ નર જન્મ મેં સફલ ભાવ્યો;
દેવચંદ્ર સ્વામી ત્રેવીશમો વંદિયો,
  ભક્તિભર ચિત્ત તુજ ગુણ રમાવ્યો—સહજ૦ ૮.

---

૧. કલ્યાણ કરનારી. ૨. સિદ્ધિ

## (૨૪) શ્રી મહાવીર જિન સ્તવન.

કડખાની દેશી.

તાર હો તાર પ્રભુ, મુજ સેવક ભણી,
જગતમાં એટલું સુજશ લીજે;
દાસ અવગુણભર્યો, જાણી પોતા તણો,
દયાનિધિ દીન પર દયા કીજે—તાર૦
રાગ દ્વેષ ભર્યો, મોહ વૈરી નડયો,
લોકની રીતમાં ઘણુંયે રાતો;
ક્રોધવશ ધમધમ્યો, શુદ્ધ ગુણ નવિ રમ્યો,
ભમ્યો ભવમાંહે હું વિષય માતો—તાર૦ ૨.
આદર્યું આચરણ, લોક ઉપચારથી,
શાસ્ત્ર અભ્યાસ પણ કાંઈ કીધો;
શુદ્ધ શ્રદ્ધાન વલી, આત્મ અવલંબ વિના,
તેહવો કાર્ય તિણે કો ન સિધો—તાર૦ ૩.
સ્વામી દર્શન સમો, નિમિત્ત લહી નિર્મલો,
જો ઉપાદાન એ [1]શુચિ ન થાશે;
દોષ કો વસ્તુનો, અહવા ઉદ્યમ તણો,
સ્વામી સેવા સહી નિકટ [2]લાશે—તાર૦ ૪.

---

૧. પવિત્ર. ૨. પમાડશે.

તારસ્વામી ગુણ ઓળખી, સ્વામીને જે ભજે,
દર્શન શુદ્ધતા તેહ પામે;
જ્ઞાન ચારિત્ર તપ, વીર્ય ઉલ્લાસથી,
કર્મ [1]ઝીપી વસો મુક્તિ ધામે—તાર૦ ૫.
જગત વત્સલ મહાવીર જિનવર સુણી,
ચિત્ત પ્રભુ ચરણને શરણ વાસ્યો;
તારના બાપજી [2]બિરુદ નિજ રાખવા,
દાસની સેવના રખે જોશો—તાર૦ ૬.
વિનતિ માનજો, શક્તિ એ આપજો,
ભાવ સ્યાદ્વાદતા શુદ્ધ ભાસે;
સાધક સાધક દશા, સિદ્ધતા અનુભવી,
દેવ વિમલ પ્રભુતા પ્રકાશે—તાર૦ ૭.

**(૩૯) શ્રી સામાન્ય કલશરૂપ સ્તવન.**

પ્રભુ વિણ ગતિ નહિ જંતુની—એ દેશી.

ચોવીશે જિન ગુણ ગાઇએ, ધ્યાઇએ તત્ત્વ સ્વરૂપો જી;
પરમાનંદ પદ પાઇએ, અક્ષય જ્ઞાન અનુપો જી—ચો૦ ૧.
ચૌદસેં બાવન્ન લા, ગણધર ગુણ ભંડારો જી;

---

૧. ખપાવી. ૨. ટેક.

સમતામયી સાહુ સાહુણી, સાવય સાવયી સારો જી–ચો૦૨.
વર્ધમાન જિનવર તણો, શાસન અતિ સુખકારો જી;
ચઉવિહ સંઘ વિરાજતો, દુષમ કાલ આધારો જી–ચો૦૩.
જિનસેવનથી જ્ઞાનતા, લહે હિતાહિત બોધો જી;
અહિત ત્યાગ હિત આદરે, સંયમ તપની શોધો જી–ચો૦૪
અભિનવ કર્મ અગ્રહણુતા, જીર્ણ કર્મ અભાવો જી;
નિઃકર્મીને અબાધતા, અવેદન અનાકુલ ભાવો જી–ચો૦
ભાવરોગના વિગમથી, અચલ અક્ષય નિરાબાધો જી;
પૂર્ણાનંદ દશા લહી,વિલસે સિદ્ધ સમાધો જી–ચો૦ ૬.
શ્રી જિનચંદ્રની સેવના, પ્રગટે પુણ્ય પ્રધાનો જી;
સુમતિસાગર અતિ ઉલ્લસે, સાધુરંગ પ્રભુ ધ્યાનોજી-ચો૦૭.
સુવિહિત ખરતર ગચ્છવરુ, રાજસાર ઉવજ્ઝાયો જી;
જ્ઞાનધર્મ પાઠકતણો, શિષ્ય સુજશ સુખદાયો જી–ચો૦૮.
દીપચંદ્ર પાઠક તણો, શિષ્ય સ્તવે જિનરાજો જી;
દેવચંદ્ર પદ સેવતાં, પૂર્ણાનંદ સમાજો જી–ચો૦૯.

**ઈતિ શ્રી ચતુર્વિંશતિ જિન સ્તવનાનિ સંપૂર્ણાનિ.**

